Reg No 39

# હિંદુસ્થાની સંગીત વિધ્યા

## ભાગ ૧ લો.



આ પહેલા ભાગમાં સ્વર, તાલ, અલંકાર, તાન,
આલાપ, થાટો, રાગો, વગેરે સંગીતના
મુળ તત્વોનું ટૂંક વર્ણન

તથા

યમન અથવા કલ્યાણ થાટમાંથી ઊત્પન્ન થતા ચાલુ
વ્યવહારમાં વપરાતા ૧૪ રાગોનું વિગતવાર વર્ણન,
તેઓનો રાગવિસ્તાર, તથા તાલ માત્રા સાથની
નોટેશનમાં તેઓનાં સ્વરૂપો તથા
ગાયનો આપવામાં આવ્યાં છે.


રચી છપાવી પ્રગટ કરનારઃ

**ફીરોઝ ફરામજી**

૧૧, સેન્ટ સ્ટ્રીટ, કેમ્પ, પુના.



ઈ૦ સ૦ ૧૯૨૧.




કિંમત રૂપીઆ બે.

# હિંદુસ્થાની સંગીત વિધ્યા.

આ પુસ્તકનાં ૧૫૦ થી વધુ સફાનાં એકંદર ૬ ભાગો નીચે મુજબ છપાઈ પ્રગટ થશેઃ—

ભાગ ૨ જો—બિલાવલ તથા ખમાજ થાટો.

,, ૩ જો—ભયરવ, પુર્વી, મારવા તથા સુર્યકાંટ થાટો.

,, ૪ થો—આસાવરી, ભયરવી તથા ટોડી થાટો.

,, ૫ મો—કાફી તથા પીલુ થાટો.

(ઉપલા સર્વ ભાગોમાં એ સર્વ થાટોમાંથી ઉત્પન્ન થતા ચાલુ વ્યવહારમાં વપરાતા રાગોનાં નિયમોનું વર્ણન, રાગવિસ્તાર, તથા નોટેશનમાં સ્વરૂપ તથા ગાયનો આપવામાં આવશે.)

,, ૬ ઠો—આ ભાગમાં સર્વ શુધ્ધ તેમજ મિશ્ર રાગોનાં અનેક તરાહની જુદી જુદી તાલોમાં રચેલાં જાણીતાં ઉસ્તાદી ગાયનો, તીલાના, ચતરંગા, વગેરે, તાન પલટા સાથે નોટેશનમાં આપવામાં આવશે.

કર્તાએ કોઈબી જાતનાં પોતાનાં સ્વાર્થિક લાભની આશા વગર છપામણીની મોંઘવારીના સબબે શરૂઆતમાં દરેક ભાગની ખપ પુરતીજ નકલો છાપવાનો ઈરાદો રાખ્યો છે, માટે જે સંગીતના શોખીનો આ સર્વ પુસ્તકો ખરીદ કરવા ઈચ્છતા હોય, તેઓને પોતાનાં નામ તથા ઠેકાણું આગળથી નોંધાવી રાખવાને વિનંતી કરવામાં આવે છે, કે જેથી આ સર્વ પુસ્તકોનો પ્રથમ લાભ તેઓને મળે. તથાસ્તુ.

ફીરોઝ ફરામજી,
કર્ત્તા
૧૧, મેન સ્ટ્રીટ, કેંપ, પુના.

પ્રિંટર—એમ. એન. કુળકર્ણી, કર્નાટકપ્રેસ, ૩૧૮ એ ઠાકુરદ્વાર, મુંબઈ.



શેઠ ફીરોઝશાહ શોરાબજી ગઝદર.

૫૨૭૬૭

મારા માનવંત મીત્ર તથા કોમી ખેરખાહ

# ભાઈ ફીરોઝશાહ શોરાબજી ગઝદર

જેઓ નામના મેળવવાના અથવા સ્વાર્થિક લાભ વિના જરથોસ્તી દીનદારોનાં લાભ ઊપર કાયમ નજર રાખે છે, ગરીબો તરફ ગુપચુપ પોતાનો સખાવતી દસ્ત હંમેશ લંબાવે છે, વહાલાં વતન ઇરાન બાબે જાગરૂતી ઊત્પન્ન કરે છે, જવાન નર અને નારીઓના શરીર અને નિતીની ખીલવણી કરવા તથા હર ભલાં કાર્યોને ઊત્તેજન આપવા તન, મન અને ધનથી સદા તત્પર રહે છે, એવા એક ભલા અને ઊમદા ખવાસનાં ગ્રહસ્થ સાથે બચગીથી મિત્રાચારી બલ્કે ભાઈબંધી ધરાવવા માટે હું ખરેજ ભાગ્યશાળી તેમજ મગરૂર છું, અને એ ભાઈબંધીની ભલી યાદમાં

**માન, હેત અને અંતકરણની ભલી દુવાઓ સાથે**

આ મારૂં અદના પુસ્તક અર્પણ કરૂં છું.

ફીરોઝ ફરામજી,

કર્તા.

તા. ૧ લી માર્ચ ૧૯૨૬.

૧૧, મેન સ્ટ્રીટ, પુના.

# કર્ત્તા તરફનાં બે બોલ.

**પ્રિય વાંચક,**

આ પુસ્તક કાંઇ મારી પોતાની એક નવી શોધ નથી, પરંતુ સંગીતનાં ઘણાં વરસોનાં ચાલુ ઊંડા અભ્યાસનુંજ એક ફળ છે. સંગીતનાં ઘણાંક કીંમતી ગ્રંથોનો મેં અભ્યાસ કીધો છે, પરંતુ અતરે લખવાને અત્યંત દલગીર છું, તેમજ અજાયબી ઊપજે છે કે, સંગીતનો એક નવો અભ્યાસી આ વિદ્યા સહેલાઈથી શિખી શકે એવું એક પણ પદ્ધતસર પુસ્તક હજુસુધી રચી છપાવવામાં આવ્યું નથી. સંગીત વિદ્યા સ્પષ્ટ અને સવિસ્તર રીતે સમજાવવી એ હેતુથીજ આ પુસ્તક રચવાનો પ્રયત્ન કરીએ છે, કે જેથી શિખવા શિખવવા કાંઈ પણ રીતે મુશ્કેલ થઈ પડે નહીં. પ્રથમથીજ ખુલ્લાં દીલથી મારે અતરે જણાવવું જોઇએ કે, આ પુસ્તક રચી એક **ગ્રંથકર્ત્તા**માં અથવા સંગીતનાં એક મોટા "**ખાં**"માં ખપવાનો દાવો હું બીલકુલ કરતો નથી, બલ્કે ઇચ્છા પણ રાખતો નથી. તેમજ વળી આ પ્રયત્ન કાંઈ પૈસા કમાવાનાં સ્વાર્થિક લાભ ખાતર પણ નથીજ, પરંતુ ફકત સંગીતનાં મારા અતિ મોહ તથા પ્રિત્યર્થેજ છે, એ નિરાળું કહેવાની અતરે જરૂર નથી. સંગીતનાં ગુરૂઓ પોતાનું જ્ઞાન બીજાઓમાં ફેલાવવામાં આજપર્યંત ઘણા પછાત રહેતા, એજ કારણસર આ મહાન વિધ્યા દહાડે દહાડે ખીલવાને બદલે હલકા હાથોમાં જઈ પડી કેટલેક દરજ્જે વગોવાઇ પણ છે. એવું સાંકડું મન નહીં દેખાડતાં પોતાના અભ્યાસનો લ્હાવો બીજા શોખીનોને પણ આપી **લોકસેવા બજાવવી** એજ મારા પ્રયત્નનો મુળ હેતુ છે. આ પુસ્તક રચવામાં તન, મન, દ્રવ્ય તથા વખતનો શું કીંમતી ભોગ આપવો પડયો છે, તે સંગીત વિધ્યાનો શોખીન વર્ગ આ પુસ્તકનાં સર્વ ભાગોનો અભ્યાસ કરવેજ પોતાની મેળે કલ્પનાથી સમજી શકશે.

સંગીત વિધ્યાનાં શાસ્ત્રિય જ્ઞાનની અતિ ઊંચ બાબતો બાદ કરતાં **સ્વર, કાળતાલ અને રાગો** પુરતુ સંગીતનાં શોખીનોને જેટલું જ્ઞાન હોવું જોઇએ, **અને જે જ્ઞાન વગર બીલકુલ ચાલી શકે તેમ નથીજ,** તે જ્ઞાન મેળવવા માટે જે જે માહિતીની અવશ્ય જરૂર છે, તે સર્વ માહિતી આ પુસ્તકમાં એક સ્થળે સમાવવામાં આવી છે. સંગીતનાં સર્વ વિષયો જો વિગતવાર વર્ણવા બેસીએ તો દરેક વિષય માટે અક્કેકો મોટો ગ્રંથ લખવો પડે, અને તેવા મોટા કીંમતી ગ્રથો સર્વને ખરીદ કરવું પણ પોષાય નહીં. આ પુસ્તકમાં દરેક વિષયનું બહુજ ટુંકમાં વર્ણન આપવામાં આવ્યુ છે, જે સગીતનાં નવા અભ્યાસીઓને રાગ વિધ્યા એટલે

ગાયન કળા શિખવાનાં અભ્યાસ પુરતુંજ સમજવું. એમ કરવા છતાં પણ એક બહુ મોટું પુસ્તક થવા ગયું છે, જેથી આ પુસ્તકને કેટલાક ભાગોમાં વહેંચી નાંખવું પડ્યું છે, કે જેથી દરેક ભાગ છુટો છુટો ખરીદ કરવા કોઇને પણ પોષાઈ શકે. પ્રથમ સંગીતનાં મુળતત્વો જેવાંકે, **સ્વર, અલંકાર, તાન, આલાપ, થાટ, રાગ, કાળ, તાલ,** વગેરેનું રાગો શિખવાનાં અભ્યાસ પુરતુંજ ટુંકમાં વર્ણન આપવામાં આવ્યું છે. ત્યાર પછી મુખ્ય **૧૨ થાટો** અને એ થાટોમાંથી ઊત્પન્ન થતા ચાલુ વ્યવહારમાં ગવાતા સુમારે **૧૫૦ રાગોનાં નિયમો, આલાપ, સ્વરૂપો, ગાયનો,** વગેરે, આપવામાં આવ્યાં છે. અને આખેરીમાં એ સર્વ રાગોનાં તેમજ વળી કેટલાક મિશ્ર રાગોનાં લોકપ્રિય ઊસ્તાદી **ગાયનો** નોટેશનમાં આપવામાં આવ્યાં છે. આ પ્રમાણે ક્રમે ક્રમે આ પુસ્તકના સર્વ ભાગોનો પક્કો અભ્યાસ કરવેજ સંગીત વિદ્યાનું પક્કું જ્ઞાન મેળવી શકાશે.

કોઇ પણ વિદ્યાની માફક આ સંગીત વિદ્યા પણ ગુરૂ **વિના** સંપુર્ણ શિખાય એવી તો નથીજ, તોપણ ચાલુ વ્યવહારમાં જે સંગીત રોજ ગાવા બજાવવામાં આવે છે, તેનાં અનુભવસિદ્ધ માહિતીવાળા વિસ્તાર પુર્વક લેખ લખ્યા હોય, તો ચાલાક અભ્યાસીઓ પોતાની મેળે એ વિષયમાં સહેલાઇથી પ્રવેશ કરી શકે એમાં જરા પણ સંશય નથી. એજ નિયમ ધ્યાનમાં રાખી આ પુસ્તકની સર્વ રચના કરવામાં આવી છે. કોઇ પણ ભાષા શિખવવા માટે જેમ પાઠમાળાઓ છાપવામાં આવી છે, તેવીજ પધ્ધતીથી સંગીત વિદ્યામાં દરેક જણથી પ્રવેશ કરી શકાય એવી રીતે સંગીતનાં સર્વ વિષયો આ પુસ્તકમાં અનુક્રમે ચઢતા દરજ્જાથી ગોઠવવામાં આવ્યા છે, જેનો પદ્ધતસર અભ્યાસ કરવાથીજ આ વિદ્યાનું સંપુર્ણ જ્ઞાન સહેલાઇથી પ્રાપ્ત થશે.

સંગીત વિદ્યામાં **સ્વર** અને **તાલ** આ બે વસ્તુઓ સંગીતનો પ્રાણ ગણાય છે, માટે દરેક સંગીતનાં નવા અભ્યાસીએ પ્રથમ એજ બે પ્રધાન વિષયોનો પક્કો અભ્યાસ કરવો. અનુભવ પરથી એવું માલમ પડ્યું છે કે સંગીતનાં નવા અભ્યાસીઓને આ બે વિષયો શરૂઆતમાં શિખવાને કંટાળો ઊપજે છે, અને પ્રથમથીજ નાટકી ગાયનો ગાવા વગાડતાં શિખવાની દોડા દોડીમાં પડી જાય છે. ખુબ ધ્યા**નમાં રાખવું કે સ્વર, તાલ તથા રાગ નિયમોનાં પકકાં જ્ઞાન વગર કાંઈ પણ ગાવું વગાડવું એ સરીઆમ મુર્ખપણું છે, એટલુંજ નહીં પણ સંગીત વિધ્યા જેવી એક મહાન ઈશ્વરી વિદ્યાનું કેવળ ખુન કરવા બરાબર છે.** એવા અભણ ગાનારાઓ પોતાનાં ગળાંની તથા વગાડનારાઓ પોતાના હાથની તૈયારીથી સંગીતનાં નિયમોથી બિન માહીતગાર સાંભળનારાઓને ચકચકીત કરી નાંખે છે ખરા, પરંતુ સમજુ સમાજમાં તેઓની અતિશય હાંસી તથા રૂશવાઈ

થાય છે. આ પુસ્તકનાં સર્વ ભાગોનો બરાબર ક્રમે ક્રમે પદ્ધતસર અભ્યાસ થવેજ નવા અભ્યાસીને હમારાં ઊપલાં લખાંનની સચ્ચાઈ વિષે ખાતરી થશે, અને એવા ગાનારા તથા વગાડનારાઓ માટે ધીક્કાર ઊત્પન્ન થશે. ટુંકમાં પ્રથમ **સ્વર, તાલ,** પછી **રાગ નિયમો,** અને ત્યાર પછીજ **ગાયનો,** એજ પ્રમાણે પદ્ધતસર આ વિદ્યા શિખવાની જરૂર છે, જે સર્વ વિષયો આ પુસ્તકમાં અનુક્રમે ગોઠવવામાં આવ્યા છે. ચાલુ વ્યવહારીક સંગીત માટે એટલું સામાન્ય જ્ઞાન સર્વ જન સમાજને તદ્દન પુરતું છે. એથી વિશેષ જ્ઞાન તો જેને એ વિદ્યામાં શાસ્ત્રિ ( Professor ) થવું હોય તેનેજ જોઇએ.

આ પુસ્તકનો વિષય ફક્ત **રાગ વિદ્યા** એટલે **ગાયન ગાવાની** કળા શિખવવા પુરતોજ છે. જેઓને વાજીંત્રો વગાડવા શિખવાનો શોખ હોય તેઓએ આ પુસ્તકનાં અભ્યાસ સાથે એકાદ કુશળ વાદકની મદદ લેવી, જેથી આ પુસ્તકમાં આપેલાં રાગોનાં સ્વરૂપો તથા ગાયનો તેઓની નોટેશન પરથી કોઇપણ વાજીંત્રમાં બરાબર સ્વર તાલમાં વગાડી શકાશે.

સંગીતનાં દરેક શોખીન તરફથી આ પુસ્તકને પુરતો આસરો મળવે કર્ત્તાની મહેનત તથા લોકસેવાની ઇચ્છા સફળ થયલી ગણાશે.

આ પુસ્તક રચવામાં સંગીતનાં મારા વરસોનાં અનુભવ ઉપરાંત સંગીતનાં કેટલાક કીંમતી ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો છે, જેમાં વિધ્વાન **પંડીત વિષ્ણુ નારાયણ ભાતખંડે,** બી. એ., એલ એલ. બી., ની સંગીત પદ્ધતિનો ખાસ વિશેષ ઉપયોગ કરી એજ પદ્ધતિએ આ પુસ્તક રચવામાં આવ્યું છે, જે માટે એ વિધ્વાન ગ્રહસ્થનો અતરે આભાર માની આ લખાન ખતમ કરૂં છું. તથાસ્તુ.

**ફીરોજ ફરામજી**
કર્તા.
૧૧ મેન સ્ટ્રીટ, કેંપ, પુના.

---

# સાંકળચું

—:૦:—

# વધારો

આ પુસ્તકનો અભ્યાસ શરૂ કરવા આગમજ નીચે આપેલા **વધારાનાં** લખાન માટે તેના પાના પર ઘટતી જગાએ કાંઇબી નિશાની કરવી, કે જેથી અભ્યાસ કરતી વખતે એ વધારો રહી જાય નહીં.

**પાનું ૧૪ મું, લાઈન ૯ મી:** મધ્ય સપ્તકનાં સ્વરો મંદ્ર સપ્તકનાં સ્વરોથી **બમના** ઊંચા નાદનાં છે.

---

**પાનું ૧૪ મું, લાઈન ૧૨ મી:** તાર સપ્તકનાં સ્વરો મધ્ય સપ્તકનાં સ્વરોથી **બમના** ઊંચા નાદનાં છે.

---

**પાનું ૧૭ મું, લાઈન ૨૪ મી:** ચાલુ વ્યવહારમાં વક્ર સ્વરને ગાયકો વર્જ સ્વર કરીનેજ કહે છે. ઊપલા દાખલામાં જોશો તો આરોહીમાં વક્ર સ્વર નિષાદ તથા અવરોહીમાં વક્ર સ્વર ગંધાર વર્જ જણાશે. સંગીતનો એક નિયમ એવો ધ્યાનમાં રાખવો કે આરોહમાં જે સ્વર વર્જ હોય તે જો લેવાય તો, ત્યાંથી પાછા ફરી અવરોહનો તેની પાસેનો સ્વર લેવો. તેજ નિયમે જો અવરોહમાં એકાદ સ્વર વર્જ હોય અને તે જો લેવાય તો, ત્યાંથી પાછા ફરી તેની પાસેનો આરોહનો એક સ્વર લેવો. એજ પ્રયોગને આપણે વક્રરીતે સ્વર લેવો એમ કહીએ છીએ એ સ્પષ્ટ જણાશે.

---

**પાનું ૨૦ મું, લાઈન ૯ મી:** **શરૂઆતમાં હંમેશાં શુધ્ધ સ્વરોનાં અલંકારોનો અભ્યાસ કરવો.** એ સ્વરો **શંકરાભરણ થાટનાં** કહેવાય છે. **એ અભ્યાસ** પાકો થવેજ જુદા જુદા થાટોનાં અલંકારોનો તે થાટોમાં લાગતા **તીવ્ર કોમલ** સ્વરો મુજબ અભ્યાસ કરવો. **થાટો** એટલે શું તેનો વિગતવાર ખુલાસો આગળ ચાલતાં આપેલો જણાશે. આ પુસ્તકમાં **યમન થાટનાં** વર્ણનની આખેરીએ **યમન થાટનાં** સ્વરોનાં રાગ વિધ્યા શિખવાના અભ્યાસ પુરતા ૨૦ અલંકારો **આપવામાં આવ્યા છે, જેનાં અભ્યાસથી એ વિષે પુરતી માહિતી થશે. જે થાટનાં અલંકારો કરવામાં આવે તે થાટનાં નિયમ મુજબ સ્વરો લઈ યમન થાટનાં ૨૦ અલંકારો મુજબ સર્વ થાટોનાં અલંકારોનો અભ્યાસ કરવો.**

---

**પાનું ૨૧ મું : એકોન પંચાશત કોટિતાન એટલે શું.**

સંગીતનાં શાસ્ત્રિઓએ મુખ્ય તાનના ૪૯ વર્ગ કરીઆ છે, જેને **એકોન પંચાશત કોટિતાન** કરીને કહે છે. આધુનિક ગાયકો એને **ઊનંચ્ચાસ કોટિતાન** કરીને કહે છે. કોટિ એટલે **વર્ગ** સમજવું. એ ૪૯ વર્ગો નીચે પ્રમાણે કરવામાં આવ્યા છેઃ—

સપ્તકની એકંદર સંખ્યા સાતની છે, જે તમો આગળ શિખી ગયા છો. હવે આપણે પહેલા **અત્યનું મંદ્ર** સપ્તકનાં **સા** થી **ની** સુધી અનુક્રમે સાત સ્વરો લઇએ તો તે એક કોટિતાન કહેવાય, જેમકે **સા રે ગ મ પ ધ ની.** હવે એજ પ્રમાણે **રિષભ** સ્વરને **સા** ગણી અનુક્રમે સાત સ્વરો લઇએ, જેમકે **રે ગ મ પ ધ ની સા,** તો તે બીજા વર્ગની કોટિતાન કહેવાય. એજ પ્રમાણે ગંધાર સ્વરને **સા** ગણી અનુક્રમે સાત સ્વરો લઇએ, જેમકે **ગ મ પ ધ ની સા રે** તો તે ત્રીજા વર્ગની કોટિતાન કહેવાય. એજ નિયમે **મ, પ, ધ** તથા **ની** સ્વરોને **સા** ગણી અનુક્રમે સાત સ્વરો લઇએ તો ચોથા, પાંચમાં, છથા તથા સાતમાં વર્ગની કોટિતાન થશે. એ ઊપરથી જણાશે કે દરેક સપ્તકમાં **સાત** કોટિતાન થાય છે, એટલે સાત સપ્તકોમાં એકંદર ૪૯ કોટિતાન થશે, જેનેજ **એકોન પંચાશત કોટિતાન** કહે છે. માણુસનાં ગળામાંથી સાતે સપ્તકનાં સ્વરો નીકળવા તદ્દન અશક્ત છે, જેથી ઊપલો ખુલાસો ફક્ત જાણવા પુરતોજ સમજવો.

---

**પાનું ૫૩ મું : આડ ચૌતાલનાં** અંગોની ગણુત્રિ નીચે મુજબ પણ કરવામાં આવે છે.

+ – ૦ – ૦ – ૦

૧ ૨ । ૩ ૪ । ૫ ૬ । ૭ ૮ । ૯ ૧૦ । ૧૧ ૧૨ । ૧૩ ૧૪

---

**પાનું ૫૪ મું : ધમાર** તાલનાં અંગોની ગણુત્રિ નીચે મુજબ પણ કરવામાં આવે છે.

+ – ૦ –

૧ ૨ ૩ ૪ ૫ । ૬ ૭ । ૮ ૯ ૧૦ । ૧૧ ૧૨ ૧૩ ૧૪

**ઊપર મુજબ ગણુત્રિ કરવાથી એનાં પ્રત્યંગની મદદથી તાલનો સમ સમજવો ગાયકોને સહેલ થઈ પડે છે.**

---

**પાનું ૮૫, (૫):—**

ઉપર મુજબ આ રાગમાં એના **વિવાદી** સ્વરો **રિષભ** અને **પંચમ** લેવાથી એ **હિંડોલ** રાગનો એક સંપુર્ણ પ્રકાર થાય છે, જેને **"માર્ગ હિંડોલ"** કરીને ઓળખવામાં આવે છે. આ સંપુર્ણ પ્રકારનું એક ગાયન આ પુસ્તકની આખેરીએ વધારાનાં ગાયનોમાં આપવામાં આવ્યુ છે, જેના અભ્યાસથી આ રાગની સ્વર રચના વિષે પુરતી માહિતી મળશે.

---

**પાનું ૯૨, (૫):—**

અલૈયા રાગનું વર્ણન આ પુસ્તકનાં બીજા ભાગમાં **બિલાવલ થાટમાં** આપવામાં આવ્યું છે, જેના અભ્યાસથી એ વિષે પુરતો ખુલાસો થશે.

---

**પાનું ૯૮ મું :** કામોદ રાગની આરોહી અવરોહીની સ્વર રચના નીચે પ્રમાણે પણ થાય છે.

સા, રે, પ મં પ, ની ધ સાં; સાં, ની ધ પ, મં પ ધ પ; ગ મ પ, ગ મ રે સા.

---

**પાનું ૧૦૨, (૪):—**

આ પુસ્તકની આખેરીએ વધારાનાં ગાયનોમાં **"કેદાર નટ"** તથા **"કામોદ નટ"** આ બે મિશ્ર રાગોનાં ગાયનો આપવામાં આવ્યાં છે, જેઓની સ્વર રચના પરથી આ **નટ** રાગનુ અંગ બીજા રાગોમાં કેવી રીતે મિશ્ર કરવામાં આવે છે, તે સહેલાઇથી સમજ પડશે.



# શુદ્ધિ પત્ર

આ પુસ્તકનો અભ્યાસ શરૂ કરવા આગમજ નીચે આપેલી ભુલો પુસ્તકમાં પ્રથમ સુધારી લઈ પછીજ અભ્યાસ ચાલુ કરવો.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૧૪ | ( મંદ ) ગ | ( મંદ ) ગ઼ |
| ૧૯ | ૨૪ | સાં રેં સાં | સાં ની સાં |
| ૧૯ | ૨૫ | સા ની સા | સા ની઼ સા |
| ૬૧ | ૧ | દુવ્યસન | દુર્વ્યસન |
| ૬૨ | ૧૫ | ૃ માત્રાનાં | ૈ માત્રાનાં |
| ૬૬ | | વિશેષ માહિતી ( ૩ ) માં જ્યાં જ્યાં આગાંતુક કરીને છાપ્યું હોય ત્યાં આંગતુક કરીને સુધારવું. | |
| ૬૮ | | પાંચમી તાનની પહેલી લીટીમાં ની રે ગ મ પ રે; સા છાપ્યું છે, તે સુધારી ની રે ગ મં પ રે; સા આપ્રમાણે તીવ્ર મધ્યમ સ્વર કરવો. | |
| ૭૧ | ૪ | ન ક મ લ<br>ની રૈં સાં સાં | ન ક મ લ<br>ની રેં સાં સાં |
| ૮૮ | ૧ | માલશ્ર | માલશ્રિ |
| ૮૯ | | પાંચમી તાનની પહેલી લીટીમાં પ મેં ગં સાં આ પ્રમાણે છપાયું છે, તે સુધારીને પં મેં ગં સાં કરવું. | |
| ૧૦૦ | ૧૭ | દીન – કી<br>સા – સાં | દીન – કી<br>સાં – સાં |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૬ | ૮ (આંગતુક સ્વરો) | મં તથા ની | મં તથા ની |
| ૧૧૦ | આખેરીની | સાં મ લ શો | સાંભલશો. |
| ૧૧૪ | ગાયનની ચોથી લાઇન | પ - - - સાં - સા - | પ - - - સાં - સાં - |
| ,, | ,, છેલ્લી ,, | પધમપ ગ - મ - | પધમંપ ગ - મ - |
| ૧૧૬ | રાગ વિસ્તાર ( ૩ ) | મ રે ની | મ રે ની |
| ૧૧૮ | ગાયનની બીજી લાઇન | હ મ<br>પ મ | હ મ<br>પ મં |
| ,, | ,, ત્રીજી ,, | સ બ મે<br>સાં રેં સા | સ બ મે<br>સાં રેં સાં |

---

# ગાયન! ગાયન!

તારો દાવો ખુદાઈ છે,
તારો હુંનર આસ્માની છે,
તારી શક્તિ મોઅજાતી છે.
ગાયનની ખુબી નાહી પીછાને જે,
ખુદાની નહીં ખુદાઈબી જાણે તે.

( મરહુમ શેઠ કેખશરૂ નવરોજી કાબ્રાજી. )



૧૨૫૬૭

# સંગીત ( Music ) વર્ણન

**સ૦**—સંગીતના કેટલા પ્રકાર છે અને તેઓનાં નામ શું.

**જ૦**—સંગીતના બે પ્રકાર છે, જેઓને **માર્ગ** તથા **દેશી** કરીને કહે છે.

**સ૦**—**માર્ગ** સંગીત એટલે શું.

**જ૦**—વેદકાળમાં પ્રાચીન રૂષિમુનીઓ જે સંગીત કરતા તે **માર્ગ** અથવા **ગાંધર્વ** સંગીત કહેવાય છે.

**સ૦**—**દેશી** સંગીત એટલે શું.

**જ૦**—**માર્ગ** સંગીતમાંથી **દેશી** સંગીત ઉત્પન્ન થયુ છે. હાલમાં દેશ દેશની રૂચિ પ્રમાણે રાગરાગણીઓવાળું દીલને ખુશ કરનારૂં સંગીત જે ચાલુ વ્યવહારમાં આપણે રોજ સાંભળ્યે છીએ તે **દેશી** અથવા **ગાન** સંગીત કહેવાય છે.

**સ૦**—અસલનાં સંગીત તથા હાલનાં સંગીતમાં કાંઈ ફરક છે કે.

**જ૦**—હાલનું સંગીત અસલનાં ગ્રંથોને છોડી બહુ અંશે દુર ગયું છે, જેથી તે એક રીતે **નવીનજ** કહેવાય, અને તેથી તેના નિયમો પણ પ્રાચીન ગ્રંથોનાં નિયમોથી કોઈ કોઈ ઠેકાણે જુદા પડે તેમાં કાંઈ નવાઈ નથી.

**સ૦**—સંગીતનાં કાંઈ **ભેદો** છે કે, અને જો હોય તો તેઓનાં નામ શું.

**જ૦**—આખા હિંદુસ્થાનમાં હાલ જે સંગીત ચાલે છે તેમાં **બે ભેદ** જોવામાં આવે છે. એક **દક્ષિણ હિંદુસ્થાનનું**, એટલે માઇસોર તથા મદ્રાસ ઇલાકાનું, અને બીજું **ઉત્તર હિંદુસ્થાનનું**. દક્ષિણ હિંદુસ્થાનમાં કર્ણાટકી પદ્ધતી ચાલુ છે, જ્યારે આપણું સંગીત **ઉત્તર હિંદુસ્થાન**ની પદ્ધતીનું છે. આ પુસ્તકમાં સંગીતનું જે વર્ણન આપવામાં આવ્યુ છે તે સર્વ **ઉત્તર હિંદુસ્થાનમાંનાં** ચાલુ વ્યવહારીક સંગીત વિષેનું સમજવું. આ બંન્ને પદ્ધતી મુજબ રાગ નિયમો માટે મતભેદ હરેક ઠેકાણે જણાશે.

**સ૦**—**સંગીત** એટલે શું.

**જ૦**—**સંગીત** એ સંસ્કૃત ભાષાનો બોલ છે. "**સં**" એટલે સારી રીતે, અને "**ગીત**" એટલે ગાવું. સંગીત શબ્દમાં **ગીત**, **વાદ્ય** અને **નૃત્ય**, એટલે ગાવું, વગાડવું અને નાચવું એ ત્રણ કળાઓ ( Arts ) નો સમાવેશ કરવામાં આવ્યો છે, જેમાં ગાવાની કળાને સૌથી ઉત્તમ ગણેલી હોવાથીજ "**સંગીત**" એટલુંજ નામ પસંદ કરવામાં આવ્યું છે. એ ત્રણે કળાઓનો ખુલાસો નીચે મુજબ છે.

# ગાયન વર્ણન

**સ૦—ગીત એટલે શું.**

જ૦—કોઈપણ એકાદી કવિતાનાં શબ્દો જુદા જુદા સ્વરનાદમાં તાલમાં ગોઠવીને ગાવા, જેથી સાંભળનારાઓનાં મનને આનંદ થાય, **તેને ગીત, ગાયન અથવા** અમુક રાગની **ચીજ** કરીને કહે છે.

**સ૦—**ગાયનનાં કેટલા **ભાગો** હોય છે, અને તેઓનાં નામ શું.

જ૦—ગાયનનાં **ચાર ભાગો** હોય છે, જેઓને **અસ્તાઈ, અંતરો, સંચારી** તથા **અભોગ** કરીને કહે છે. ( આ ચારે ભાગોનો ખુલાસો આગલ ચાલતાં તેની યોગ્ય જગાએ આપેલો જણાશે ).

**સ૦—**ગાયનનાં વર્ગ કેટલા છે અને તેઓનાં નામ શું.

જ૦—ગાયનને જુદા જુદા છ **વર્ગો**માં વહેંચી નાખવામાં આવ્યું છે, જેઓને **ધૃપદ, ખ્યાલ, ટપ્પો, ઠુમરી, કવ્વાલી** તથા **હોરી** કરીને કહે છે.

**સ૦—ધૃપદ** અટલે શુ.

જ૦—**ધૃપદ**નું ગાયન ઘણું શ્રેષ્ઠ ગણાય છે. એ ગાયનોમાં પ્રભુ ભક્તિ, રાજ્યભક્તિ, ધર્મ, વગેરે એવા એવા મહાન વિષયો હોય છે. આ ગાયનોની પ્રકૃતિ ઘણી ગંભીર હોય છે, અને એ ગાયનો મોટે ભાગે બહુ ધીમી લય ( Degrees of Speed) માં ગવાય છે. આ ગાયનોમાં ઘણું કરીને ગાયનનાં ઊપર દરશાવેલા ચારે ભાગોનો ઊપ્યોગ કરવામાં આવે છે, તથા દુગન, ચોગન, બોલતાન, ગમક, વગેરે પ્રકારો અધિક કરવામાં આવે છે, જે સર્વનો ખુલાસો આગલ ચાલતાં આપેલો જણાશે.

**સ૦—ખ્યાલ** એટલે શું.

જ૦—**ખ્યાલનાં** ગાયનો ધૃપદ જેવાં ઊંચ પ્રતિનાં હોતાં નથી. એ ગાયનોમાં મુખ્ય કરીને શૃંગાર રસ અને બીજા કેટલાક સામાન્ય વિષયો હોય છે. આ ગાયનોની પ્રકૃતિ ધૃપદનાં ગાયનોની પ્રકૃતિ કરતાં ઓછી ગંભીર હોય છે. આ ગાયનોમાં **અસ્તાઈ** તથા **અંતરો** આ બે ભાગોનોજ ઘણું કરીને ઉપ્યોગ કરવામાં આવે છે. એમાં જલદ તાન, ગીટકડી, વગેરે પ્રકારો વધુ કરવામાં આવે છે. ધૃપદ કરતાં ખ્યાલનાં ગાયનોમાં તાનબાજી અધિક કરવામાં આવતી હોવાથી ખ્યાલનાં ગાયનો સમાજને વધારે પ્રિય હોય છે. **ધૃપદ** તથા **ખ્યાલ** એ આપણાં પ્રાચીન જગ મશહુર ગવૈયાઓનાં રચેલાં ગીતો સમજવાં, જેથી એ ગાયનોને ઉંચ પ્રતિનાં ગણવામાં આવે છે.

**સ૦—ટપ્પો** એટલે શુ.

જ૦—**ટપ્પાના** ગાયનો ઘણું કરીને ખ્યાલનાં ગાયનોનાં દરજ્જાનાંજ હોય છે, અને એમાં ગાવાના વિષયો પણ ખ્યાલનાં ગાયનોને મલતાજ હોય છે. ફરક એટલોજ જણાશે કે ટપ્પાનાં ગાયનો ખ્યાલનાં ગાયનો કરતાં સહેજ ઝડપથી ગવાય છે. એનાં ગાયનો ગાવા માટે ઘણું કરીને **કાફી, ઝિંઝોટી, ભયરવી, ખમાજ, પીલુ**, વગેરે રાગોનો ઉપયોગ કરવામાં આવે છે.

સ૦—**ઠુમરી** એટલે શું.

જ૦—ઠુમરીનાં ગાયનો ક્ષુદ્ર ( **હલકી** ) પ્રતિનાં ગણાય છે, અને ઉત્તમ ગાયકો આવાં ગાયનો ગાવાનું હલકું સમજે છે, જોકે એ ગાયનો ઘણા મધુર હોઈ સમાજને અધિક પ્રિય હોય એવો અનુભવ છે. આ ગાયનોની પ્રકૃતિ ચચલ હોય છે, અને તેમાં સામાન્ય વિષયો, નાયક નાયિકાનાં દીલમાંનાં ઉચ્ચ ભાવો ( Love Tales ) વગેરે, જણાશે. હલકા વર્ગની ગાનારીઓ ઠુમરીનાં ગાયનોનો અધિક ઉપયોગ કરતી નજરે પડશે.

સ૦—**કવ્વાલી** એટલે શું

જ૦—**કવ્વાલી**નાં ગાયનોમાં ક્ષુદ્ર ગીતો, જેવાંકે **ગઝલ, રેકતા, લાવણી**, વગેરે ગાવામાં આવે છે. મુસલમાન લોકોનાં આ ખાસ સ્વદેશી ગીતો ગણાય છે, અને તેઓ પોતાના દેશથી હિંદુસ્થાનમાં લાવ્યા છે એવી સમજ છે. ગઝલ અથવા કવ્વાલીનાં ગાયનોની શબ્દરચના ઘણી મનોહર હોય છે અને તેમાં ઘણાં ચરણો આવે છે, જે સર્વ **અંતરા** કહેવાય છે અને એક સરખી રીતેજ ગવાય છે.

સ૦—**હોરી** એટલે શું.

જ૦—હોરીનાં ગાયનોમાં ઘણું કરીને કૃષ્ણ તથા ગોપીનાં ફાગન મહીનાનું લીલા વર્ણન કરેલું જણાશે. આ ગાયનો મોટે ભાગે **દીપચંદી તથા ધમાર** તાલોમાં ગાવામાં આવતાં હોવાથી તેઓને ગાયકો **"ધમાર"** કરીને પણ કહે છે.

સ૦—**સરગમ** એટલે શું.

જ૦—ગાયનનાં અક્ષરોને બદલે જ્યારે હરકોઈ રાગ તેના રાગ નિયમો મુજબ લાગતા **સ્વરોથીજ** તાલમાં ગાવામાં આવે છે ત્યારે તેને અમુક રાગની **સરગમ** કહે છે. **સરગમ** એ રાગનું સ્વરૂપ કહેવાય છે, અને તેના અભ્યાસથી રાગજ્ઞાન પક્કું થાય છે. વાજીંત્ર વગાડનારાઓ એને અમુક રાગની **"ગત"** કરીને કહે છે.

સ૦—**તીલાના** એટલે શું.

જ૦—ગાયનનાં શબ્દોને બદલે જ્યારે હરકોઈ રાગમાં "દર દર તનનન, દીમ દીમ તદાની" વગેરે, એવા આગલથી મુકરર કરેલા શબ્દોનો ઉપયોગ કર-

વામાં આવે છે, ત્યારે તેને **તે** રાગનો **તીલાનો** અથવા **તરાનો** કરીને કહે છે. કોઈ કોઈ વેળા એમાં મૃદંગનાં તેમજ ફારસી ભાષાનાં શબ્દો પણ નજરે પડે છે.

**સ૦—ચતરંગ** એટલે શું.

**જ૦—ચતરંગ** એટલે "ચાર અંગનુ જે બન્યું હોય તે." ચાર અંગથી બાંધેલાં ગાયનને ચતરંગ કહે છે. એ ચાર અંગો નીચે મુજબ છેઃ—

( ૧ ) ગાયનનાં શબ્દો ( ૨ ) સરગમનાં સ્વરો ( ૩ ) તીલાનાનાં બોલો તથા ( ૪ ) મૃદંગ અથવા તબલાનાં બોલો. ઉપલા ચાર અંગથી બંધાયલાં ગાયનને **ચતરંગ** કરીને કહે છે.

---

## વાદ્ય વ ર્ણ ન

**વાદ્યને વાદન, વાજીંત્ર** અથવા **સાજ** કરીને પણ કહે છે. સંગીતમાં ગાવાનાં વિષયને સૌથી ઉત્તમ ગણેલો છે. તે એક સ્વતંત્ર વિદ્યા છે, અને એ વિદ્યામાં ગાવાના એટલે રાગ નિયમોનો સંગ્રહ કરવામાં આવેલો છે. આ પુસ્તકનો વિષય પણ એજ વિદ્યા શિખવવાનો છે. ગીતથી ઊતરતો વગાડવાનો વિષય છે, અને સૌથી હલકો નાચવાનો વિષય છે એ માટે આપણાં મુસલમાન ગવૈયાઓમાં એક કહેતીજ છે કે **"ઉત્તમ ગાના, મધ્યમ બજાના, ઔર કનીઝ નાચનાં."** વગાડવાનો વિષય પણ ગાવાના વિષય મુજબ એક સ્વતંત્ર વિદ્યા છે, અને એ વિદ્યામાં અનેક જાતના વાજીંત્રો કેવી રીતે વગાડવાં એનાં નિયમોનો સગ્રહ કરેલો હોય છે. વગાડવાનો વિષય આ પુસ્તકનો ન હોવાથી એનાં નિયમોનાં વર્ણનની ભાંજગડમાં અતરે ઉતરવાની જરૂર જોઈ નથી, પરંતુ આપણાં સંગીત માટે કઈ કઈ જાતનાં વાજીંત્રોનો ઉપ્યોગ કરવામાં આવે છે તે માટે સંગીતના નવા અભ્યાસીને થોડું જાણવાની અગત્યતા છે, જે નીચે મુજબ છે.

**સ૦—વાદ્ય** એટલે શું.

**જ૦—સ્વરો** અને **તાલની** પ્રકરતા કોઈબી યંત્ર મારફતે કરવી તેને **વાદ્ય, વાદન, વાજીંત્ર** અથવા **સાજ** કરીને કહે છે.

**સ૦—વાદ્યના** વર્ગ કેટલા છે, અને તેઓનાં નામ શું.

**જ૦—વાદ્યના** બે વર્ગ છે, જેઓને **સ્વર વાદ્યો** તથા **લય વાદ્યો** કરીને કહે છે.

**સ૦—સ્વર વાદ્યો** એટલે શું.

**જ૦—**જે વાદ્યોમાં **સ્વરોની** પ્રકરતા કરી શકાય છે તેઓ **સ્વર વાદ્યો** કહેવાય છે.

**સ૦—સ્વર વાદ્યોનાં** કેટલા પ્રકાર છે, **અને તેઓનાં** નામ શું ?

**જ૦—સ્વર** વાદ્યોનાં બે પ્રકાર છે, જેઓને **તત વાદ્યો** તથા **સુષિર** વાદ્યો કરીને કહે છે.

**સ૦—તત વાદ્યો** એટલે શું.

**જ૦**—જે વાજીંત્રોને તાંત અથવા તાર ચઢાવી વગાડવામાં આવે છે તે **તત વાદ્યો** કહેવાય છે, જેવાંકે સારંગી, ફીડલ, તંબુરો, દીલરૂબા, સિતાર, બીન, વગેરે.

**સ૦—સુષિર વાદ્યો** એટલે શું.

**જ૦**—જે વાજીંત્રો મોઢાંની ફુંકથી અથવા પવન ભરી વગાડવામાં આવે છે તે **સુષિર વાદ્યો** કહેવાય છે, જેવાંકે ફ્લુટ, સરનાઈ, વાંસલી, હારમોનિયમ, વગેરે.

**સ૦—લય વાદ્યો** એટલે શું.

**જ૦**—જે વાદ્યોમાં **તાલ કાળની** પ્રકરતા કરી શકાય તે **લય વાદ્યો** કહેવાય છે.

**સ૦—લય** વાદ્યોનાં કેટલા પ્રકાર છે, અને **તેઓનાં** નામ શું.

**જ૦—લય વાદ્યોનાં** પણ સ્વર વાદ્યોની માફક બે પ્રકાર છે, જેઓને **અવનધ વાદ્યો** તથા **ધન વાદ્યો** કરીને કહે છે

**સ૦—અવનધ વાદ્યો** એટલે શું.

**જ૦**—જે વાજીંત્રોને ચામડું મઢીને કે બાંધીને વગાડવામાં આવે છે તે **અવનધ વાદ્યો** કહેવાય છે, જેવાં કે મૃદંગ, પખવાજ, તબલા, તાસા, વગેરે.

**સ૦—ધન વાદ્યો** એટલે શું.

**જ૦**—જે વાજીંત્રો ધાતુનાં રસથી ઢાળીને બનાવેલાં હોવાથી **નકકર** (ધન) હોય છે તે **ધન વાદ્યો** કહેવાય છે, જેવાં કે ઝાંઝર, ઘુંઘરા, છમછમીઆં, વગેરે.

**સ૦—ગાયક** એટલે શું.

**જ૦**—ગાયન ગાનારને **ગાયક** અથવા **ગવૈયો** કહે છે.

**સ૦—વાદક** એટલે શું.

**જ૦**—વાજીંત્રો વગાડનારને **વાદક** અથવા **સાજીંદો** કરીને ઓળખવામાં આવે છે.

**સ૦—નર્તન** એટલે શું.

**જ૦**—જે કવીતા ગાવા વગાડવામાં આવે તે કવીતાનાં શબ્દોનો જે ભાવરસ હોય તે શરીરનાં અવયવોથી ( Acting ) પ્રકટ કરવો તેને **નર્તન** ( નાચવું ) કહે છે. ( નર્તનનો વિષય આ પુસ્તકનો ન હોવાથી તેના વર્ણનની ભાંજગડમાં અતરે ઉતરવાની જરૂર નથી ).

**ખુલાસો**—સંગીત વિષેનાં ઉપલા ખુલાસા પરથી જણાશે કે સંગીતનું સર્વે મંડાણ ફક્ત બેજ વસ્તુઓ ઉપર સમાયલું છે, જે "**સ્વર**" **અને** "**તાલ**" **છે.** **સ્વર** અને તાલનાં વિસ્તારનું ચોક્કસ માપ બાંધી તેમાંથી અનેક પ્રકારનાં આનંદ લેવાનું કામ **સંગીત**નું છે. સંગીત કળાનાં શાસ્ત્રો એવાં તો મોટાં છે કે તેનો સંપુર્ણ અભ્યાસ કરવા માટે માણસની જીંદગી એક ક્ષણ જેવી થઈ પડે છે. હવે પ્રથમ આપણે **સ્વર** વિષે વર્ણન કરીએ.

---

## સ્વર ( Musical Notes ) વર્ણન

**સ૦**—**સ્વર** એટલે શું.

**જ૦**—**સ્વર** એટલે સંગીત નાદ ( Musical Sound ). સજીવ પ્રાણિઓના જેટલા મધુર અવાજો અને જડ પદાર્થથી ઊત્પન્ન થતી જેટલી ધ્વનિઓ મધુર હોઈ મન પર આનંદની, શાંતિની કે કોમળતાની લાગણી ઊત્પન્ન કરે છે તે સર્વ અવાજો કે ધ્વનિઓને **સુર** અથવા **સ્વર** કહે છે.

**સ૦**—**સ્વરો** કેટલા છે અને તેઓનાં નામ શું.

**જ૦**—નાદશાસ્ત્રનાં વિદ્વાનોએ એવુ શોધી કાઢયું છે જે બધા મધુર અવાજો કે ધ્વનિઓ ખાસ **સાત** પ્રકારનાં નાદમાં આવી જાય છે, જેઓને જુદા જુદા ઓળખવા માટે ચોક્કસ નામો મુકરર કરેલાં છે, જે નીચે મુજબ છેઃ—( ૧ ) **ષડજ** ( ૨ ) **રિષભ** અથવા **રેખબ** ( ૩ ) **ગંધાર** ( ૪ ) **મધ્યમ** ( ૫ ) **પંચમ** ( ૬ ) **ધૈવત** તથા ( ૭ ) **નિષાદ**. આ સાત નામો સંગીતમાં ચોક્કસ નિશાનીઓથી ઓળખવામાં આવે છે, જે નિશાનીઓ એ નામોનાં પ્રથમ અક્ષરને આધારે મુકરર કરવામાં આવી છે, જેમકે **સા**, **રી** અથવા **રે**, **ગ**, **મ**, **પ**, **ધ** તથા **ની**; આ સાત નાદો તેનાં અસલ રૂપનાંજ હોવાથી **શુદ્ધ સ્વરો** કહેવાય છે.

**સ૦**—સાત શુદ્ધ સ્વરોનાં નાદનું **પ્રમાણ** ( Pitch ) શું છે.

**જ૦**—આ સાત શુદ્ધ સ્વરો અનુક્રમે એકેકથી ઊંચા નાદનાં છે, જેનું અપુર્ણાંકમાં પ્રમાણ નાદશાસ્ત્રનાં નિયમ મુજબ નીચે પ્રમાણે છે.

| ( સ્વરો ) | સા | રે | ગ | મ | પ | ધ | ની | સા |
|---|---|---|---|---|---|---|---|---|
| ( પ્રમાણ ) | ૧ | ૧ ૧/૮ | ૧ ૧/૪ | ૧ ૧/૩ | ૧ ૧/૨ | ૧ ૨/૩ | ૧ ૭/૮ | ૨ |

એટલે જો **સા** સ્વરનું પ્રમાણ ૧ લઈએ તો **સા** થી **રે** ૧ ૧/૮, **સા** થી **ગ** ૧ ૧/૪, **સા**

થી **મ** $૧\frac{૧}{૩}$, **સા** થી **પ** $૧\frac{૧}{૨}$, **સા** થી **ધ** $૧\frac{૨}{૩}$, **સા** થી **ની** $૧\frac{૭}{૮}$ તથા **સા** થી ઉપરનો **સા** બે ઘણો એટલે બમનાં પ્રમાણુમાં ઊંચ્ચો છે. કોઇબી બમનાં ઊંચ્ચા નાદનાં સ્વરને **દ્વિગુણ સ્વર** ( Octave ) કરીને કહે છે. પંચમ સ્વરનું પ્રમાણ $૧\frac{૧}{૨}$ એટલે ઓકટેવની બરાબર વચગાળે છે. અંગ્રેજી સંગીતમાં એને Dominant Note કરીને કહે છે.

સ૦—શુદ્ધ સ્વરો વચ્ચેનું પરસ્પર **અંતર પ્રમાણ** કેટલું છે.

જ૦—ઉપર જણાવેલા કોઇપણ સ્વરનાં પ્રમાણુને તેનાંથી નીચલા સ્વરનાં પ્રમાણે ભાંગી નાંખવાથી તે બંન્ને સ્વરો વચ્ચેનું પરસ્પર અંતર પ્રમાણ (Interval) થશે, જે નીચે મુજબ છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સા** | અને | **રે**નું અંતર પ્રમાણ | | $૧\frac{૧}{૮} \div ૧ = ૧\frac{૧}{૮}$ | થશે. |
| **રે** | ,, | **ગ** | ,, | $૧\frac{૧}{૪} \div ૧\frac{૧}{૮} = ૧\frac{૧}{૯}$ | ,, |
| **ગ** | ,, | **મ** | ,, | $૧\frac{૧}{૩} \div ૧\frac{૧}{૪} = ૧\frac{૧}{૧૫}$ | ,, |
| **મ** | ,, | **પ** | ,, | $૧\frac{૧}{૨} \div ૧\frac{૧}{૩} = ૧\frac{૧}{૮}$ | ,, |
| **પ** | ,, | **ધ** | ,, | $૧\frac{૨}{૩} \div ૧\frac{૧}{૨} = ૧\frac{૧}{૯}$ | ,, |
| **ધ** | ,, | **ની** | ,, | $૧\frac{૭}{૮} \div ૧\frac{૨}{૩} = ૧\frac{૧}{૮}$ | ,, |
| **ની** | ,, | **સા** | ,, | $૨ \div ૧\frac{૭}{૮} = ૧\frac{૧}{૧૫}$ | ,, |

---

## અંતર પ્રમાણનો નકશો.

સા———રે———ગ———મ———પ———ધ———ની———સા

$૧\frac{૧}{૮}$ $૧\frac{૧}{૯}$ $૧\frac{૧}{૧૫}$ $૧\frac{૧}{૮}$ $૧\frac{૧}{૯}$ $૧\frac{૧}{૮}$ $૧\frac{૧}{૧૫}$

ઊપલાં અંતર પ્રમાણો જોવાથી એવું નજરે પડશે કે આ સાત શુદ્ધ સ્વરો પરસ્પર એક સરખા અંતરે રહેલા નથી, પરંતુ $૧\frac{૧}{૮}$, $૧\frac{૧}{૯}$ તથા $૧\frac{૧}{૧૫}$ આ ત્રણ-

માંથી કોઈ પણ એક પ્રમાણુવાળા અંતરે છે, જેમાં ૧$\frac{૧}{૮}$ અંતર સૌથી મોટું, ૧$\frac{૧}{૯}$ તેથી ઓછું, તથા ૧$\frac{૧}{૧૫}$ સૌથી ઓછું અંતર છે. આગલ ચાલતાં તમોને જણાશે કે ૧$\frac{૧}{૧૫}$ સૌથી ઓછું અંતર હોવાના સબબેજ એ અંતરનાં સ્વરો ગ અને મ, તેમજ **ની** અને **સા** ની વચ્ચે **અર્ધ પેટા સ્વર** નાંખી શકાતો નથી.

**સ૦**—શુદ્ધ સ્વરોનાં પરસ્પર **અંતર** વિષે અંગ્રેજી સંગીતની પદ્ધતી શું છે.

**જ૦**—અંગ્રેજી સંગીતની પદ્ધતી એવી છે કે પ્રથમ સ્વર **સા** અને તેનો બમનો ઊંચો સ્વર **સા** ( Octave ) એ બન્ને વચ્ચે જે અંતર છે તેને **એક સરખા ૧૨** ભાગમાં વેંચી નાખવામાં આવ્યું છે, અને દરેક ભાગમાં એકેક સ્વર નાંખી **૧૨** સ્વરો બનાવવામાં આવ્યા છે. આ ૧૨ સ્વરોમાં **૭ શુદ્ધ** તથા **૫ અર્ધ પેટા સ્વરો** આવે છે. અર્ધ પેટા સ્વરોનો ખુલાસો આગલ ચાલતાં જણાશે. આ બારે સ્વરો **એક સરખા** અંતરે રહેતા હોવાથી એને **સમાન** (એક સરખા) **અંતરવાળી સ્વરમાળા** (Equal Temperament Scale) કહે છે. હવે આ પદ્ધતી પ્રમાણે ૧૨ સ્વરો બનાવવાથી આપણી હિંદુસ્થાની પદ્ધતી જે ઊપર જણાવ્યા પ્રમાણે નાદશાસ્ત્રનાં નિયમ પર રચાયલી છે, તેના નિયમથી સાત શુદ્ધ સ્વરોનાં સ્થાન થોડાંક ખસી જાય છે, કારણ ઉપર જણાવવા મુજબ સાત સ્વરો એક સરખા અંતરે રહેલા નથી. સ્વરોનાં સ્થાન થોડાં ખસી જવાથી કુદરતી રીતે તેમનો નાદ થોડો વધતો ઓછો થાય છે, પરતુ એ ફરક કાનથી પારખી શકાતો નથી. હારમોનિયમ વાજીંત્રનાં સ્વરો અંગ્રેજી પદ્ધતીથી મેળવેલા હોય છે, જેથી ખરૂં જોતાં તો એ વાજીંત્ર આપણા સંગીત માટે કાંઈ રવેશે અપુર્ણજ ગણાય, જો કે આપણા ચાલુ વ્યવહારીક સગીત માટે એજ વાજીંત્રનો હાલ અધિક ઉપયોગ કીદ્દેલો નજરે પડે છે.

**સ૦**—સ્વરોનાં **પ્રકાર** કેટલા છે, અને તેઓનાં નામ શું.

**જ૦**—સ્વરોનાં **બે પ્રકાર** છે, જેઓને **અવિકૃત** તથા **વિકૃત** કરીને કહે છે.

**સ૦—અવિકૃત સ્વરો** એટલે શું.

**જ૦—અવિકૃત** એટલે "વિકાર નહીં પામે તેવા," એટલે પોતાનાં શુદ્ધ રૂપ થી ફરે નહીં તેવા.

**સ૦**—શુદ્ધ સ્વરોમાંથી કયા સ્વરો **અવિકૃત** ગણાય છે, અને તેનું કારણ શું.

**જ૦**—શુદ્ધ સ્વરોમાં **ષડજ** અને **પંચમ** આ બે સ્વરો અવિકૃત ગણાય છે. ષડજ એ સંસકૃત ભાષાનો શબ્દ છે. " ષડ " એટલે છ, અને " જ " એટલે

ઉત્પન્ન કરનાર, એટલે કે "છ સ્વરોને ઉત્પન્ન કરનાર જે સ્વર તે." એ ઉપરથી જણાશે કે જો પ્રથમ ષડજ સ્વરને કાયમ કરવામાં આવે તોજ તેના પ્રમાણમાં બીજા છ સ્વરો મુકરર કરી શકાય છે. અંગ્રેજી સંગીતમાં એને Key Note અથવા Tonic કરીને કહે છે. ષડજ સ્વરથી ઉતરતો મુખ્ય સ્વર **પંચમ** ગણાય છે. અંગ્રેજી સગીનમાં એને Dominant Note કહે છે. **પંચમ** સ્વર ઓકટેવની બરાબર વચગાળે મુકામ કરતો હોવાથી ષડજ સ્વર સાથે બહુજ સરસ રીતે બેમાલુમ મળી જાય છે. દાખલા તરીકે હારમોનિયમ વાજીંત્રમાં ષડજ અને પંચમ સ્વરોની ચાવીઓ એકકી વખતે સાથે ડબાવીને વગાડશો, તો આ બે સ્વરો કાનને જરા પણ કઠોર લાગ્યા વગર એકમેકમાં ઘણું સારી રીતે મળી ગયલા જણાશે. કોઈ પણ વાજીત્રમાં સાત સ્વરો જ્યારે મેળવવામાં આવે છે, ત્યારે પ્રથમ ષડજ અને પંચમ એ બે સ્વરોને બરાબર સ્થિર કીધા પછીજ બીજા સ્વરોને મેળવવામાં આવે છે. એ ઊપરથી જણાશે કે એ બંન્ને સ્વરો પોતાની સુસ્વરતાનાં સંબંધમાં કોઈ પણ બીજા સ્વરની જરૂરીઆત રાખતા નથી, જેથી તેઓ સ્વતંત્ર છે, અને તે કારણને લીધેજ એ બંન્ને સ્વરોને **સ્થાયી** સ્વરો ગણ્યા છે, એટલે તેઓ પોતાના મુળ રૂપથી ફરતા નથી, જેથી તેઓ **અવિકૃત સ્વરો** મનાય છે.

સ૦—વિકૃત સ્વરો એટલે શું.

જ૦—વિકૃત એટલે "વિકાર પામે તેવા," એટલે પોતાનાં અસલ રૂપથી ફરે તેવા

સ૦—વિકૃત સ્વરો કેટલા છે અને તેઓનાં નામ શું.

જ૦—ઊપર જણાવી ગયા મુજબ સાત શુદ્ધ સ્વરોમાં ષડજ અને પંચમ આ બે સ્વરો અવિકૃત છે, જ્યારે બાકીનાં **રિષભ, ગંધાર, મધ્યમ, ધૈવત** તથા નિષાદ આ પાંચ સ્વરો **વિકૃત** છે, એટલે પોતાના શુદ્ધ રૂપથી ફરી બીજા નવા પાંચ સ્વરો ઊત્પન્ન કરી શકે છે, જેઓને Modified Notes કરીને કહે છે. જેમ મુળ રૂપના સ્વરો શુદ્ધ કહેવાય છે, તેમ આ નવા ઊત્પન્ન થયલા સ્વરો **કોમલ** તથા **તીવ્ર** કહેવાય છે.

સ૦—કોમલ તીવ્ર સ્વરો એટલે શું.

જ૦—જે શુદ્ધ સ્વરથી **ઊતરતા** નાદનો જે નવો સ્વર હોય છે તે, તે શુદ્ધ સ્વરનો **કોમલ** ( Flat ) કહેવાય છે, અને **ચઢતા** નાદનાં સ્વરને તે શુદ્ધ સ્વરનો **તીવ્ર** ( Sharp ) કહે છે. આ પાંચ નવા સ્વરોમાં **રિષભ, ગંધાર, ધૈવત** તથા નિષાદ આ ચાર સ્વરો પોતાનાં શુદ્ધ સ્વરોથી **ઉતરતા** નાદનાં હોવાથી તેઓ **કોમલ** કહેવાય છે, જ્યારે નવો **મધ્યમ** સ્વર શુદ્ધ મધ્યમ સ્વરથી **ચઢતા** નાદનો હોવાથી **તીવ્ર** કહેવાય છે.

**ખુલાસોઃ**—અતરે એક બીના ખાસ ધ્યાનમાં રાખવાની બહુ જરૂર છે, કે શુદ્ધ સ્વરો તેઓનાં મુળ રૂપમાં ઊચ્ચારતાં **મધ્યમ સ્વર હંમેશ કોમલ** હોય છે,

પરંતુ આપણી પદ્ધતીનાં નિયમે એને આપણે શુદ્ધ તરીકેજ ઓળખવો વધારે અનુકૂળ છે.

**સ૦—વિકૃત સ્વરમાળા** એટલે શું.

**જ૦—**સાત શુદ્ધ અને પાંચ કોમલ તીવ્ર સ્વરો મળી એકદર ૧૨ સ્વરો **થાય છે,** જે ૧૨ સ્વરોનાં જથ્થાને " **વિકૃત સ્વરમાળા** " ( **Chromatic Scale** ) કહે છે, જે નીચે મુજબ છે.

**વિકૃત સ્વરમાળા ( Chromatic Scale )**

| **સ્વરોની સંખ્યા** | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | Octave |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **કોમલ તીવ્ર સ્વરો** | | રે | | ગ | | | મં | | ધ | | ની | | |
| **શુદ્ધ સ્વરો** | સા | | રે | | ગ | મ | | પ | | ધ | | ની | સા |

( કોમલ સ્વરો ઓળખવા માટે સ્વરની **નીચે** – આ નિશાની, તથા **તીવ્ર** સ્વર માટે સ્વરની ઉપર । આ નિશાની મુકરર કરવામાં આવી છે, જે ધ્યાનમાં રાખવી. )

**સ૦**—કોમલ તીવ્ર સ્વરોનું **અંતર પ્રમાણ** શું છે.

જ૦—કોમલ તીવ્ર સ્વરોનું અંતર પ્રમાણ શુદ્ધ સ્વરોની **બરાબર વચ-ગાળે એક સરખા અંતરે** છે, જેથી તેઓ "**અર્ધ પેટા સ્વરો**" ( Semi Tones or Half Notes ) કહેવાય છે.

**સ૦**—ચાલુ વ્યવહારમાં ગાયકો ઊપર જણાવેલા **સાત શુદ્ધ તથા પાંચ અર્ધ પેટા** સ્વરોને કયા નામે ઓળખે છે.

જ૦—ચાલુ વ્યવહારમાં કેટલાક ગાયકો તથા વાદકો **ષડજ અને પંચમ** આ બે સ્વરોનેજ **શુદ્ધ** કહે છે. આપણા શુદ્ધ રિષભ, ગંધાર, ધૈવત તથા નિષાદ આ ચાર સ્વરોને **તીવ્ર** અથવા **ચઢી** કરીને કહે છે, અને આપણા શુદ્ધ મધ્યમ સ્વરને **કોમલ** અથવા **ઊતરી મધ્યમ** કરીને કહે છે, એ બીના ખાસ ધ્યાનમાં રાખવી. આપણી પદ્ધતીનાં નિયમે એ નામો અનુકૂળ નથી, અને ઊપર આપી ગયલા વિકૃત સ્વરમાળાનાં નકશા મુજબ નામો ધ્યાનમાં રાખવાં.

**સ૦**—**સૂક્ષ્મ સ્વરો** એટલે શું, અને તેઓને શું નામે ઓળખવામાં આવે છે.

જ૦—ઊપર જણાવી ગયલા ૧૨ સ્વરોની બરાબર વચગાળે એક સરખા અંતરે એકેક બીજો સ્વર નાંખી બીજા નવા ૧૨ સ્વરો ઊત્પન્ન કરવામાં આવ્યા છે, જેઓને **સૂક્ષ્મ સ્વરો** ( Quarter Notes ) કહે છે. આ સૂક્ષ્મ સ્વરોને **અતિ કોમલ, કોમલતર, તીવ્રતર** તથા **તીવ્રતમ** એવા નામોથી ઓળખ-વામાં આવે છે.

**સ૦**—**અતિ કોમલ સ્વર** એટલે શું.

જ૦—કોમલ સ્વરથી **નીચા** નાદના સૂક્ષ્મ સ્વરને **અતિ કોમલ** સ્વર કહે છે.

**સ૦**—**કોમલતર સ્વર** એટલે શું.

જ૦—કોમલ સ્વરથી **ઊંચા** નાદનાં સૂક્ષ્મ સ્વરને **કોમલતર સ્વર** કહે છે.

**સ૦**—**તીવ્રતર સ્વર** એટલે શું.

જ૦—આગલ શીખી ગયા મુજબ તીવ્ર સ્વર ફક્ત **મધ્યમ** છે. તીવ્ર મધ્યમથી ચઢતા નાદનાં સૂક્ષ્મ સ્વરને **તીવ્રતર** મધ્યમ કહે છે. અતરે એક બીના ખાસ ધ્યાનમાં રાખવી કે, ચાલુ વ્યવહારમાં જે સ્વરને આપણે **તીવ્ર મધ્યમ** કહીએ છીએ તે ખરૂં જોતાં તો **તીવ્રતર મધ્યમ** છે, પરંતુ સાધારણ રીતે એને **તીવ્ર મધ્યમ** કરીનેજ ઓળખવાનો રવૈયો પડી ગયો છે. નીચે આપેલા નકશા પરથી એ વિષે પુરતો ખુલાસો થશે.

**સ૦**—**તીવ્રતમ સ્વર** એટલે શું

જ૦—તીવ્રતર મધ્યમથી ચઢતા નાદના સૂક્ષ્મ સ્વરને **તીવ્રતમ મધ્યમ** કહે છે.

## શુદ્ધ, અર્ધપેટા તથા સૂક્ષ્મ સ્વરોનો નકશો

| સ્વરોની સંખ્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અર્ધ પેટા સ્વરો | | | રે (કોમળ) | | | | ગ (કોમળ) | | | | | | મ (તીવ્રતર) | | | | ધ (કોમળ) | | | | ની (કોમળ) | | | | |
| સૂક્ષ્મ સ્વરો | | રે (અતિ કોમળ) | | રે (કોમળતર) | | ગ (અતિ કોમળ) | | ગ (કોમળતર) | | મ (અતિ કોમળ) | | મ (તીવ્ર) | | મ (તીવ્રતમ) | | ધ (અતિ કોમળ) | | ધ (કોમળતર) | | ની (અતિ કોમળ) | | ની (કોમળતર) | | ની (તીવ્ર) | |
| શુદ્ધ સ્વરો | સા | | | | રે | | | | ગ | | મ (કોમળ) | | | | પ | | | | ધ | | | | ની | | (Octave) સા |

ઊપલા નકશા પરથી એક બીના એવી જણાશે કે **શુદ્ધ મધ્યમ**થી ચઢતા નાદનાં **સૂક્ષ્મ** સ્વરને **તીવ્ર મધ્યમ**, તેમજ **શુદ્ધ નિષાદ**થી ચઢતા નાદના **સૂક્ષ્મ** સ્વરને **તીવ્ર નિષાદ** કહેવામાં આવે છે.

**ખુલાસો:**—સૂક્ષ્મ સ્વરો અર્ધપેટા (કોમલ તીવ્ર) સ્વરોની બહુ નજદીકના અંતરે હોવાથી એ સ્વરોને બદલે અર્ધપેટા સ્વરો વાપરવાથી કાને એ ભેદ પારખી શકાતો નથી, તેમજ કાનને કાંઈ વિસંગત જેવું પણ લાગતું નથી, જેથી **ચાલુ વ્યવહારમાં સૂક્ષ્મ સ્વરોને બદલે હંમેશ અર્ધપેટા સ્વરોનોજ ઉપયોગ કરવામાં આવે છે.** એજ નિયમે આ પુસ્તકમાં પણ **સૂક્ષ્મ** સ્વરોનો ઉપયોગ કરવામાં આવ્યો નથી. આપણાં સંગીતને માટે હાલ ચાલુ વપરાતાં હારમોનિયમ વાજીંત્રમાં પણ જોશો તો માલમ પડશે કે એ વાજીંત્રમાં **સૂક્ષ્મ સ્વરોની** ચાવીઓ રાખવામાં આવી નથી, જેથી ખરૂં જોતાં તો આપણા ઉત્તમ (High Class) સંગીત માટે એ વાજીંત્ર અપુર્ણજ ગણાય, અને એજ કારણને લીધે ઉત્તમ સંગીતનાં જલસાઓમાં એ વાજીંત્રનો ઉપયોગ ગ્રાજ્ઞે કરવામાં આવતો નથી. ઉચ્ચ પદવીનાં કુશળ ગાયકો તથા વાદકોજ આ **સૂક્ષ્મ સ્વરોનો** ઉપયોગ બહુજ કુશળતાથી ચોક્કસ રાગોમાં ખાસ કરે છે, જે કૃત્યથી રાગની શોભા તથા મધુરતામાં બેશક વધારો થાય છે. આગલ ચાલતાં રાગોના અભ્યાસ કરતી વખતે એ વિષે અધિક ખુલાસો થશે. ધ્યાનમાં રાખવું જે ચાલુ વ્યવહારીક સંગીતમાં **સાત શુદ્ધ** તથા **પાંચ અર્ધપેટા**, એટલે એકંદર **ફક્કત ૧૨ સ્વરાનોજ** ઉપયોગ હંમેશ કરવામાં આવે છે.

સ૦—**શ્રુતિ** એટલે શું.

જ૦—**સાત શુદ્ધ, પાંચ અર્ધપેટા** તથા **બાર સૂક્ષ્મ સ્વરો** મળી જે **૨૪ સ્વરો** થાય છે તેનેજ પ્રાચીન સંગીત ગ્રંથોમાં "શ્રુતિ" એવાં નામે ઓળખવામાં આવ્યા છે, અને તેની સંખ્યા **૨૨** ની માની છે. ટુંકમાં એટલું ધ્યાનમાં રાખવું કે, જે જે સંગીત નાદો કાને સ્પષ્ટ સંભળાઈ ઓળખાઈ શકે તેઓને શ્રુતિ કહે છે. આ ઉપરથી જણાશે કે **શ્રુતિ** અને **સ્વરો** વચ્ચે કાંઈ પણ ફરક નથી.

સ૦—**સ્વર સપ્તક** એટલે શું.

જ૦—**સપ્તક** એટલે "સાત સંખ્યાનો જથ્થો". સ્વરો પણ સાત છે, જેથી સાત સ્વરોનાં જથ્થાને **સ્વર સપ્તક** કરીને કહે છે. એમાં **અર્ધપેટા** તથા **સૂક્ષ્મ સ્વરો** પણ સમાઈ જાય છે, કારણ તેઓ સાત શુદ્ધ સ્વરોનાંજ જુદાં જુદાં રૂપો છે.

સ૦—સ્વર સપ્તકની **સંખ્યા** કેટલી છે, અને તેઓનાં નામ શું.

જ૦—સપ્તકની એકંદર સંખ્યા **સાતની** છે, જેઓને (૧) **અત્યનુંમંદ** (૨) **અનુમંદ** (૩) **મંદ** અથવા **ખરજ** (૪) **મધ્ય** (૫) **તાર** અથવા **ટીપ** (૬) **તારતર** તથા (૭) **તારતમ** કરીને ઓળખવામાં આવે છે.

સ૦—આપણા સંગીતમાં કેટલા સપ્તકોનો ઉપયોગ કરવામાં આવે છે અને તે કયા કયા છે.

જ૦—ઊપર જણાવેલા સાત સપ્તકોમાંથી ફક્ત **મંદ્ર, મધ્ય** તથા **તાર** આ ત્રણ સપ્તકોનોજ આપણા સંગીતમાં ઊપયોગ થાય છે, કારણ સર્વ રાગોનાં રૂપ આ ત્રણ સપ્તકોમાં સંપુર્ણ રીતે સ્પષ્ટ દરશાવી શકાય છે.

**સ૦—મંદ્ર** સપ્તકનાં સ્વરો એટલે શું

જ૦—મધ્ય સપ્તકથી નીચલા અથવા ધ્રાડા અવાજનાં સ્વરોને **મંદ્ર** અથવા **ખરજ સપ્તક**નાં સ્વરો કહે છે.

**સ૦—મધ્ય** સપ્તકનાં સ્વરો એટલે શું.

જ૦—આપણે **સાધારણ** અવાજે જેમ ચાલુ વ્યવહારમાં વાત કરીએ છીએ તે અવાજનાં સ્વરોને **મધ્ય સપ્તક**નાં સ્વરો કહે છે.

**સ૦—તાર** સપ્તકનાં સ્વરો એટલે શું.

જ૦—મધ્ય સપ્તકથી ઊંચા અથવા તીણા અવાજનાં સ્વરોને **તાર** અથવા **ટીપ સપ્તક**નાં સ્વરો કહે છે.

## ત્રણ સપ્તકોનાં સ્વરોનો નકશો.

| ( મંદ્ર ) | ( મધ્ય ) | ( તાર ) |
|---|---|---|
| સા રે ગ મ પ ધ ની | સા રે ગ મ પ ધ ની | સાં રે ગં મં પં ધં ની |

મંદ્ર સપ્તકનાં સ્વરો ઓળખવા માટે સ્વરોની **નીચે** તથા **તાર** સપ્તકનાં સ્વરો માટે સ્વરોની ઊપર · આ નિશાની રાખવામાં આવી છે, એ ધ્યાનમાં રાખવું.

**ખુલાસો:**—ચાલુ વ્યવહારમાં ઊપલા ત્રણે સપ્તકોનાં સર્વ સ્વરોનો ઊપયોગ ઝાઝો થતો નથી, કારણ દરેક મનુષ્યનાં કંઠમાંથી એ સર્વ સ્વરો નીકળી શકવા અશક્ય છે, જેથી **મંદ્ર સપ્તકના સા, રે** તથા **ગ,** અને **તાર સપ્તકનાં પ, ધ** તથા **ની** આ સ્વરોનો ઝાઝો ઊપયો કીધેલો જણાશે નહીં. ઘણા કુશળ ગાયકોજ પોતાનાં કંઠને ઊત્તમ રીતે કેળવીને આ ત્રણે સપ્તકનાં સ્વરો ઊચ્ચારી શકે છે.

**સ૦—સપ્તકનું પુર્વાંગ** તથા **ઊત્તરાંગ** એટલે શું.

જ૦—શુદ્ધ સાત સ્વરોમાં ઊપરનાં સપ્તકનો **સા** ( Octave ) ઊમેરી આંઠ સ્વરો કરીએ તો પહેલા ભાગ " **સારેગમ** " ને **સપ્તકનું પુર્વાંગ** (ઊપરનું અંગ ) તથા બીજા ભાગ " **પધનીસા** " ને **સપ્તકનું ઊત્તરાંગ** ( નીચેનું અંગ ) કહે છે. એમાં પેટા સ્વરો પણ સમાઈ જાય છે. અંગ્રેજી સંગીતમાં સપ્તકનાં **પુર્વાંગને** First Tetrachord તથા **ઊત્તરાંગ**ને Second Tetrachord કરીને કહે છે.

સ૦—સ્વરોની **આરોહી** એટલે શું.

જ૦—સ્વરો, **શુદ્ધ** કે **કોમલ તીવ્ર**, અનુક્રમે એકેકથી **ચઢતા** બોલવા તેને સ્વરોની **આરોહી** ( Ascending Scale ) કહે છે જેમકે,

સા રે ગ મ પ ધ ની.

સ૦—સ્વરોની **અવરોહી** એટલે શું.

જ૦—સ્વરો, શુદ્ધ કે **કોમલ તીવ્ર**, અનુક્રમે એકેકથી **ઊતરતા** બોલવા તેને સ્વરોની **અવરોહી** ( Descending Scale ) કહે છે જેમકે,

ની ધ પ મ ગ રે સા

સ૦—**વાદી સ્વર** એટલે શું.

જ૦—દરેક રાગમાં જે એક સ્વર **મુખ્ય** હોય અને અનેક વેળા નજરે પડતો રહે, તે સ્વરને તે રાગનો **વાદી સ્વર** ( Tonic ) કહે છે. એ સ્વર પરથી રાગની પારખ પણ થાય છે. એ સ્વર અતિ મહત્વનો ( Most prominent ) હોવાથી એનો દરજ્જો એક **રાજા** જેવો ગણાય છે.

સ૦—**સંવાદી સ્વર** એટલે શું.

જ૦—આ સ્વર મહત્વમાં વાદી સ્વરથી ઓછો છે. રાગમાં જે સ્વર વાદી હોય તેનો **પાંચમો** કેવાં **ચોથો** સ્વર **સંવાદી** ગણાય છે. દાખલા તરીકે જો **સા** સ્વર વાદી હોય તો **પ** અથવા **મ** સ્વર તેનો **સંવાદી** સ્વર હોય છે. એજ નિયમ કોઇપણ સ્વર, **શુદ્ધ** અથવા **કોમલ તીવ્ર**, માટે સમજવો. આ સ્વરનો દરજ્જો રાજાના **પ્રધાન** જેવો મનાય છે. **વાદી** તથા **સંવાદી** સ્વરો સપ્તકનાં પુર્વાંગ તથા ઊત્તરાંગમાં સામ સામે રહી રાગ ગાવામાં એક બીજાને મદદ કરતા રહે છે. અંગ્રેજી સંગીતમાં **પાંચમા** સંવાદી સ્વરને Dominant Note તથા **ચોથા** સંવાદી સ્વરને Sub-Dominant Note કહે છે. વાદી અને સંવાદી સ્વરોમાં હંમેશાં ઐક્યતા ( Harmony ) નજરે પડશે. દાખલા તરીકે હારમોનિયમ વાજીંત્રમાં જો **સા** અને **પ** સ્વરોની ચાવીઓ એક્કી વખતે સાથે ડબાવીને વગાડશો તો આ બંન્ને સ્વરો એક બીજામાં મળી ગયલા સંભળાશે. આ ઊપરથી જણાશે કે કોઇપણ સ્વર તેનાં પાંચમા સ્વર સાથે અતિશય સ્નેહ રાખે છે. હવે એજ મુજબ **સા** અને **મ** સ્વરોની ચાવીઓ સાથે ડબાવી વગાડશો તો એ સ્વરો પણ એક બીજામાં મળી ગયલા જણાશે ખરા, પરતુ **સા** અને **પ** સ્વરો કરતાં થોડા ઓછા પ્રમાણમાં જણાશે. હવે **સા** સાથે ( મ અને પ સ્વરો શિવાય ) બીજા કોઈ પણ સ્વરની ચાવી એક્કી વખતે ડાબી વગાડશો તો ઐક્યતા જણાશે નહીં, અને એ સ્વરો કાનને વિસંગત લાગશે. એજ કારણને લીધે **વાદી સ્વરનો પાંચમો કેવાં ચોથો સ્વરજ સંવાદી ગણાય છે.**

**સ૦—અનુવાદી સ્વર એટલે શું**

જ૦—અમુક રાગમાં વાદી તથા સંવાદી આ બે સ્વરો ઉપરાંત બીજા જે જે સ્વરો લેવાના હોય છે તે સર્વ સ્વરો **અનુવાદી** સ્વરો (Mediant Notes) કહેવાય છે. એ સ્વરોનો દરજ્જો રાજાની **રૈયત** જેવો ગણાય છે.

**સ૦—વિવાદી સ્વર એટલે શું.**

જ૦—અમુક રાગમાં જે સ્વરોનો ઉપયોગ કરવામાં આવતો નથી તેઓ તે રાગનાં **વિવાદી સ્વરો** ( Disconant Notes ) કહેવાય છે. રાગમાં એ સ્વરો લેવાતાંજ તે રાગની રાગહાની થાય છે, જેથી એ સ્વરોનો દરજ્જો રાજાના **શત્રુ** ( enemy ) જેવો છે. સંગીતનો એક નિયમ એવો ધ્યાનમાં રાખવો કે કોઈપણુ રાગમાં **મધ્યમ** અને **પંચમ** આ બે સ્વરો એક્કી વખતે બંન્ને સાથે કદીપણુ વિવાદી થઈ શકે નહીં.

**સ૦—વર્જ સ્વર એટલે શું.**

જ૦—અમુક રાગમાં અમુક સ્વર અથવા સ્વરો **વર્જ** છે, એટલે એમ સમજવું કે તે સ્વર અથવા સ્વરો તે રાગમાં લેવામાં આવતા નથી, અને તેઓ તે રાગનાં વિવાદી સ્વરો છે. એક બીના અતરે ધ્યાનમાં રાખવી કે ષડજ સ્વર કોઈપણુ રાગમાં કદી પણુ વિવાદી થઈ શકેજ નહીં, કારણુ આગલ જણુાવી ગયા મુજબ એ સ્વર કાયમ કરીએ તોજ બાકીનાં સ્વરો કાયમ કરી શકાય છે.

**સ૦—અંગીક સ્વર એટલે શું.**

જ૦—ઉપર જણુાવેલા વાદી, સંવાદી તથા અનુવાદી સ્વરો વગર કોઈ પણુ રાગ હોઈ શકેજ નહીં, માટે એ સ્વરો રાગનાં **અંગીક ( અંગનાં ) સ્વરો** ( Consonant Notes ) કહેવાય છે.

**સ૦—આંગતુક સ્વર એટલે શું.**

જ૦—કેટલીક વેળા અમુક રાગમાં તે રાગની શોભામાં વધારો કરવા ખાતર એકાદ **વિવાદી સ્વર**નો પણુ ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે તે સ્વર તે રાગનો **આંગતુક** ( અંગનો નહીં તે ) **સ્વર** કહેવાય છે. અંગ્રેજી સંગીતમાં એને Ornamental Note કહે છે. અમુક રાગનાં **વિવાદી** સ્વરોમાંથી કયો સ્વર અથવા કયા કયા સ્વરો તે રાગમાં સુસંગત લાગશે, તે લોકરૂચિને અનુસરી આગળથી મુકરર કરેલા હોય છે, કારણુ કોઈ ભલતાજ વિવાદી સ્વરનો ઉપયોગ કરવાથી વિસંગત થઈ તુરત રાગહાની થશે. બીજું એ ધ્યાનમાં રાખવું કે આંગતુક સ્વરો હંમેશાં નિયમિત ઠેકાણે નિયમિત પ્રમાણુમાંજ વાપરી શકાય છે, અને તેઓનો ઉપયોગ કરવામાં બહુ કુશળતાની જરૂર છે. એ સ્વરોનો ઉપયોગ ઘણું

કરીને રાગની **અવરોહીની** સ્વર રચનામાં ફીટેલો જણાશે. ચાલુ વ્યવહારમાં ગાયકો એ સ્વરને "અમુક સ્વરનો કણ અથવા **અંશ**" કરીને કહે છે.

**સ૦—દુર્બળ અથવા અલ્પ સ્વર એટલે શું.**

જ૦—રાગમાં જે સ્વર અથવા સ્વરો બીલકુલ વર્જ ન હોતાં બહુ થોડા પ્રમાણમાં બેમાલુમ લેવામાં આવે છે, કે જેથી એવા સ્વરો પર સાંભલનારાઓનું ધ્યાન ઝાઝું ખેંચાતુ નથી, તે સ્વરો **દુર્બળ** અથવા **અલ્પ** સ્વરો કહેવાય છે.

**સ૦—ગુપ્ત સ્વર એટલે શું.**

જ૦—રાગમાં જે સ્વર બહુ ગૌણ રીતે સંભળાવવામાં આવે છે તે **ગુપ્ત સ્વર** કહેવાય છે. એ સ્વર તદ્દન સ્પષ્ટ ન લેતાં બહુ થોડા પ્રમાણમાં ખુબીથી લેવામાં આવે છે. રાગોનો અભ્યાસ કરતી વખતે એ વિષે પુરતો ખુલાસો થશે.

**સ૦—વક્ર સ્વર એટલે શું.**

જ૦—**વક્ર** એટલે "વાંકી રીતે લેવામાં આવે તેવો. રાગમાં એકાદો સ્વર વક્ર રીતે લેવાનો હોય છે, તો તેવી વખતે તે વક્ર સ્વર સુધી આવી તેની આગલનો સ્વર પાછો લઈ, પછી તેની પાછલનો સ્વર લેવો પડે છે. દાખલા તરીકે સર્વ શુદ્ધ સ્વરોનાં એકાદ રાગની **આરોહીની** સ્વર રચનામાં નિષાદ, તથા **અવરોહીમાં** ગંધાર સ્વર વક્ર છે, એટલે એવી વખતે આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ થાય છેઃ—

(આરોહી) સા રે ગ મ પ ધ ની ધ સાં
(અવરોહી) સાં ની ધ પ મ ગ મ રે સા

ઊપલા દાખલા પરથી જણાશે કે વક્ર સ્વર તેની આગલનાં સ્વર સાથે હંમેશ વિંટલાયલો રહે છે, જેથી એની સ્થિતી પણ એક દુર્બલ સ્વર જેવીજ સમજવી, કારણ કે જે સ્વર સાથે એ વિંટલાયલો રહેશે તે સ્વરનું પ્રાબલ્ય કુદરતી રીતે એ સ્વર કરતાં વધુ રહેશે, જેથી વક્ર રીતે લીધેલા સ્વર તરફ સાંભળનારાઓનું ઝાઝું ધ્યાન ખેંચાશે નહીં.

**સ૦—ગ્રહ સ્વર એટલે શું.**

જ—**ગ્રહ** એટલે "ગ્રહણ કરવું અથવા પકડવું." જે સ્વર પરથી રાગના આલાપની કે ગાયનની સરૂઆત કરવામાં આવે છે, તેને તે રાગનો **ગ્રહ સ્વર** કહે છે.

**સ૦—ન્યાસ સ્વર એટલે શું.**

**જ૦—ન્યાસ**નો અર્થ "ત્યાગ, એટલે છોડી દેવું" એમ થાય છે. રાગનો આલાપ કે ગાયન જે સ્વર પર પુરાં કરવામાં આવે, તે સ્વર તે રાગનો **ન્યાસ સ્વર** કહેવાય છે.

**ખુલાસો:**—કોઈ રાગમાં **એકજ** સ્વર **ગ્રહ** તેમજ **ન્યાસ** હોય છે, તો કોઈ રાગમાં **બે** જુદા જુદા સ્વરો હોય છે. રાગોનાં આલાપ કરવામાં ગ્રહ ન્યાસ સ્વરોનાં નિયમો ઘણું કરીને પાળવામાં આવે છે, જે સ્વરોની મદદથી રાગનું સ્વરૂપ વધારે ખુલ્લું પ્રદર્શિત થાય છે. રાગોનાં ગાયનોમાં એ નિયમ કડક રીતે પાળી શકાતો નથી, કારણ તેમ કરતાં આપણું સંગીત ચોક્કસ હદમાંજ સંકોચઈ જવાનો સંભવ રહે છે. દાખલા તરીકે "**યમન**" નામે એક રાગમાં **ગંધાર સ્વર** એ રાગનો **ગ્રહન્યાસ** સ્વર ગણાય છે, પરંતુ વ્યવહારમાં તમો જોશો તો એ રાગનાં સર્વ ગાયનો કાંઈ ગંધાર સ્વરથીજ સરૂ કરી એજ સ્વર પર પુરાં કરવામાં આવતાં નથી. કોઈક વેળા **નિષાદ** અથવા ષડજ સ્વરથી પણ સરૂ કીદેલાં, તેમજ **પંચમ** અથવા ષડજ સ્વર પર પણ પુરાં કીધેલાં જણાશે. એ ઊપરથી દેખાશે કે ચાલુ વ્યવહારીક સંગીતમાં હાલ **ગ્રહન્યાસ** સ્વરોનો નિયમ કડક **રીતે** ઝાઝો પાળવામાં આવતો નથી.

**સ૦—ગ્રામ સ્વર** એટલે શું.

**જ૦**—શુદ્ધ કે કોમલતીવ્ર સ્વરોમાંથી કોઈ પણ એકાદ સ્વરને **ષડજ** સ્વર ગણી આરોહી અવરોહીની સ્વર રચના કરવામાં આવે, તો તે સ્વરને **ગ્રામ સ્વર** કહે છે. ગ્રામ સ્વર હંમેશ ષડજ હોવાથી આપણાં સંગીતની સ્વર રચનાનો તે **ષડજ ગ્રામ** થયેલો કહેવાશે.

**સ૦—સ્વરોની સ્થિતી** એટલે શું અને તે કેટલી છે.

**જ૦**—ગાતી વગાડતી વખતે સ્વરો મુખ્ય કરીને **ત્રણ રીતે** લેવાય છે, જેને સ્વરોની **મધ્ય સ્થિતી, મંદ સ્થિતી** તથા **કર્કશ સ્થિતી** કરીને કહે છે.

**સ૦—સ્વરોની મધ્ય સ્થિતી** એટલે શું.

**જ૦**—સ્વરો સરળ રીતે કુદરતી સ્થિતીમાં, એટલે **આપણે** જેમ **સાધારણ** રીતે વાતચીત કરીએ છે તેમ ગાવા વગાડવામાં આવે, તો તે **સ્વરોની મધ્ય સ્થિતી** ( Medium or Mezzo ) કહેવાય છે.

**સ૦—સ્વરોની મંદ સ્થિતી** એટલે શું.

જ૦—સ્વરોને મધ્ય સ્થિતીનાં કરતાં ધીમેથી ગાવા વગાડવામાં આવે તો તે સ્વરોની **મંદ સ્થિતી** ( Piano or Soft ) કહેવાય છે.

**સ૦—સ્વરોની કર્કશ સ્થિતી એટલે શું.**

જ૦—સ્વરોને મધ્ય સ્થિતીનાં કરતાં વધારે પ્રકાશીતપણે ગાવા વગાડવામાં આવે તો તે સ્વરોની **કર્કશ સ્થિતી** ( Forte or Loud ) કહેવાય છે.

**ખુલાસો:**—ગાયનની પ્રકૃતિ પ્રમાણે સ્વરોની સ્થિતી હંમેશ બદલાય છે. શોકાતુર તથા ગંભીર પ્રકૃતિનાં ગાયનો માટે મંદ સ્થિતીનાં સ્વરો, અને હાસ્યરસ તથા ચંચલ પ્રકૃતિનાં ગાયનો માટે કર્કશ સ્થિતીનાં સ્વરો અનુકૂળ હોય છે. સ્વરોને આ પ્રમાણે રાગ અથવા ગાયનની પ્રકૃતિને અનુકૂળ થતી સ્થિતીમાં લેવાથીજ રાગનું અથવા ગાયનનું ખરૂં રૂપ પ્રદર્શિત થાય છે.

**સ૦—અલંકાર એટલે શું.**

જ૦—અલંકાર એટલે "સ્વરોની અમુક જાતની ગુંઠણી." સ્વરોને જુદી જુદી રીતે ગોઠવી તેઓનાં જુદાં જુદાં રૂપો કરવાં તેને **અલંકાર** ( Combination of Notes ) કહે છે. સ્વરોની જુદી જુદી રચનાઓથી અસંખ્ય અલંકારો ઊત્પન્ન કરી શકાય છે. એના અભ્યાસથી સ્વરોનું જ્ઞાન બહુજ પાકકું થાય છે. એના યોગે રાગનું વૈચિત્ર્ય પણ ઘણું વધે છે. આગલ ચાલતાં જણાશે કે તાનોમાં તથા રાગ આલાપમાં અલંકારોનો ઉપયોગ હંમેશ થાય છે. દાખલા તરીકે થોડા અલંકારો નીચે આપ્યા છે.

( ૧ ) સા સા, રે રે, ગ ગ, મ મ, પ પ, ધ ધ, ની ની, સાં સાં;
સાં સાં, ની ની, ધ ધ, પ પ, મ મ, ગ ગ, રે રે, સા સા.

( ૨ ) સા રે, રે ગ, ગ મ, મ પ, પ ધ, ધ ની, ની સાં;
સાં ની, ની ધ, ધ પ, પ મ, મ ગ, ગ રે, રે સા.

( ૩ ) સા રે સા, રે ગ રે, ગ મ ગ, મ પ મ, પ ધ પ, ધ ની ધ, ની સાં ની, સાં રેં સાં; સાં ની સાં, ની ધ ની, ધ પ ધ, પ મ પ, મ ગ મ, ગ રે ગ, રે સા રે, સા ની સા.

( ૪ ) સા રે ગ મ, રે ગ મ પ, ગ મ પ ધ, મ પ ધ ની, પ ધ ની સાં;
સાં ની ધ પ, ની ધ પ મ, ધ પ મ ગ, પ મ ગ રે, મ ગ રે સા.

( ૫ ) સા રે સા રે ગ, રે ગ રે ગ મ, ગ મ ગ મ પ, મ પ મ પ ધ, પ ધ પ ધ ની, ધ ની ધ ની સાં; સાં ની સાં ની ધ, ની ધ ની ધ પ, ધ પ ધ પ મ, પ મ પ મ ગ, મ ગ મ ગ રે, ગ રે ગ રે સા.

( ૬ ) સા, રે સા; સા રે, ગ રે સા; સા રે ગ મ, ગ રે સા; સા રે ગ મ, પ મ ગ રે, સા; સા રે ગ મ, પ ધ પ મ, ગ રે સા; સા રે ગ મ, પ ધ, ની ધ પ મ, ગ રે સા; સા રે ગ મ, પ ધ ની સાં, ની ધ પ મ, ગ રે સા. વગેરે, વગેરે, વગેરે.

કોમલ તીવ્ર સ્વરોનાં પણ અલંકારો એજ મુજબ સ્વરોની જુદી જુદી રચનાઓ કરી હજારોથી ઊત્પન્ન કરી શકાય છે. સંગીતનાં દરેક અભ્યાસીએ એકાદ કુશળ શિક્ષકની મદદ લઈ પ્રથમ અલંકારોનો સારો અભ્યાસ કરવાની ઘણી જરૂર છે, જેથી સ્વરોનું જ્ઞાન બહુજ પાકકું થશે, તેમજ તાનોની તૈયારી કરવામાં અને રાગોનાં આલાપ કરવામાં બહુજ ફાયદો થશે.

સ૦—તાન તથા પલટા એટલે શું.

જ૦—ઊપર જણાવેલા ગમે તે પ્રકારનાં સ્વરોનાં અલંકારો તાનમાંજ ગણાય છે. અલંકારોનું ક્રમેથી આરોહ કરવું તેને તાન, અને અવરોહ કરવું તેને પલટા કહે છે. ચાલુ વ્યવહારમાં એ બંન્નેને તાન કરીનેજ કહેવામાં આવે છે. ટુંકમાં એકથી વધારે સ્વરોનું ત્વરાથી આરોહ અવરોહ થવું તેને તાન કહે છે. દરેક સ્વરથી કઈ અને કેટલી તાનો ઊત્પન્ન કરી શકાય છે તે માટે થોડું જાણવાની જરૂર છે, જે નીચે મુજબ છેઃ—

સ્વરો સાત છે. એમાંથી કોઈ પણ એકજ સ્વર લઈએ તો તેનું જુદું જુદું રૂપ થઈ શકે નહીં એ દેખઈતુંજ છે, એટલે તેનું એકજ રૂપ છે. હવે આપણે કોઈ પણ બે સ્વરો લઈએ, જેમકે સા રે. આ બે સ્વરોની તાનનાં આરોહ અવરોહ કરતાં બે રૂપ થશે, જેમકે સા રે તથા રે સા. હવે એજ પ્રમાણે સા રે ગ આ ત્રણ સ્વરો લઈએ તો એ ત્રણ સ્વરોની તાનનાં (બે સ્વરોની તાનના બે રૂપ થાય છે તેને ત્રણે ગુણતાં) ૬ રૂપ થશે, જેમકે, ( ૧ ) સા રે ગ ( ૨ ) રે સા ગ ( ૩ ) સા ગ રે ( ૪ ) ગ સા રે ( ૫ ) રે ગ સા તથા ( ૬ ) ગ રે સા. એજ નિયમ મુજબ કોઈ પણ ચાર સ્વરોની તાનનાં ( ત્રણ સ્વરોની તાનનાં ૬ રૂપ થયાં તેને ચારે ગુણતાં ) ૨૪ રૂપ, પાંચ સ્વરોની તાનનાં ( ચાર સ્વરોની તાનનાં ૨૪ રૂપ થયાં તેને પાંચે ગુણતાં ) ૧૨૦ રૂપ, છ સ્વરોની તાનનાં ( પાંચ સ્વરોની તાનનાં ૧૨૦ રૂપ થયાં તેને છ એ ગુણતાં ) ૭૨૦ રૂપ, તથા સાત સ્વરોની તાનનાં ( છ સ્વરોની તાનનાં ૭૨૦ રૂપ થયાં તેને સાતે ગુણતાં ) ૫૦૪૦ રૂપ થશે. એ સર્વ રૂપો અત્રે વીગત વાર લખવાની જરૂર જોઇ નથી, પરંતુ ચાલુ વ્યવહારીક સંગીતનાં અભ્યાસી માટે તાન વિષેનો ઉપલો ખુલાસો પુરતો છે. એ તો જેને આલાપના વિષયમાં શાસ્ત્રી ( Professor ) થવું હોય તેનેજ એ સર્વનો અ-

ભ્યાસ કરવાની જરૂર છે. ઉપલા ખુલાસા પરથી જણાશે કે, એક સ્વરથી સાત સ્વર સુધીનો તાનનાં રૂપોનો એકંદર સરવાળો ૫૯૧૩ થાય છે, જે નીચે આપેલા નકશા પરથી સહેલાઇથી સમજ પડશે.

| સ્વર સંખ્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | જુમલો |
|---|---|---|---|---|---|---|---|---|
| રૂપોની સંખ્યા | ૧ | ૨ | ૬ | ૨૪ | ૧૨૦ | ૭૨૦ | ૫૦૪૦ | ૫૯૧૩ |

# થાટ વર્ણન.

**સ૦—થાટ એટલે શું.**

**જ૦—**સાત સ્વરોનો એક સરખા ક્રમથી સરળ રીતે આરોહ અવરોહ થઈ શકે એવી જે સ્વરોની સ્વરમાળા તેને **થાટ**, ઠાઠ અથવા **મેલ** ( Scale ) કરીને કહે છે. દાખલા તરીકે " સા રે ગ મ પ ધ ની " આ સાત શુદ્ધ સ્વરોનો સરળ આરોહ કરીએ, અને તેજ ક્રમે " ની ધ પ મ ગ રે સા " આ પ્રમાણે સરળ અવરોહ કરીએ, તો તે સાત સ્વરોનો **શુદ્ધ થાટ** કહેવાય. હવે એ સાત શુદ્ધ સ્વરોમાંથી શુદ્ધ મધ્યમને બદલે **તીવ્ર મધ્યમ** લઈ એક સરખા ક્રમે ઉપર મુજબ આરોહ અવરોહ કરીએ, જેમકે " સા રે ગ મં પ ધ ની. ની ધ પ મં ગ રે સા, " તો તે **તીવ્ર મધ્યમનો થાટ** કહેવાય. એવી રીતે પાંચ કોમલ તીવ્ર સ્વરોમાંથી એક, બે, ત્રણ કે પાંચે સ્વરો વારા ફરતી લઈ તેની સરખી રીતે આરોહી અવરોહી કરતાં ગણિતનાં યોગે એકંદર ૭૨ થાટો ઉત્પન્ન કરી શકાય છે, જેમાંથી મન રંજન કરે તેવા ફક્કત ૧૨ થાટોજ છે, જેનો વ્યવહારમાં ચાલુ ઉપયોગ થાય છે. આ થાટોને જુદા જુદા ઓળખવા માટે નામો મુકરર કરવામાં આવ્યાં છે. પ્રાચીન ગ્રંથોનાં નામોમાં તથા હાલ વ્યવહારમાં ગાયકો થાટોને જે નામોથી ઓળખે છે તેમાં થોડો હેરફેર છે, જેનું વીગતવાર વર્ણન નીચે આપેલું જણાશે. ચાલુ વ્યવહારમાં જે **સર્વ રાગો ગવાય છે, તે આ ૧૨ થાટોમાંથીજ ઉત્પન્ન થયલા છે,** જેથી **થાટો** રાગોનાં ઉત્પત્તિસ્થાનો કહેવાય છે.

ગાયકોને થાટની ખટપટમાં ઉતરવાની ઝાઝી જરૂર હોતી નથી, પરંતુ વાદકોને અમુક રાગ જે થાટમાંથી ઉત્પન્ન થતો હોય તે થાટનાં સ્વરો મુજબ વાજીંત્ર ઉપર સ્વરોની રચના કરવી પડે છે. ૧૨ થાટોનાં નામો તથા તેઓનાં સ્વરો નીચે મુજબ છે,

## ૧૨ થાટોનો નકશો.

| સ્વરોનાં નામ | થાટનાં હાલનાં નામ | થાટનાં પ્રાચીન નામ |
|---|---|---|
| (૧) સા રે ગ મ પ ધ ની | શંકરાભરણ અથવા બિલાવલ. | શંકરા ભરણ |
| (૨) સા રે ગ મં પ ધ ની | કલ્યાણ અથવા યમન | કલ્યાણ |
| (૩) સા રે ગ મ પ ધ ની | ઝિંઝોટી અથવા ખમાજ | કાંભોજી |
| (૪) સા રે ગ મ પ ધ ની | કાફી | હરપ્રિય |
| (૫) સા રે ગ મ પ ધ ની | સીંધ ભયરવી અથવા આસાવરી | નટ ભયરવ |
| (૬) સા રે ગ મ પ ધ ની | ભયરવી | ટોડી |
| (૭) સા રે ગ મં પ ધ ની | ટોડી | વરાળી |
| (૮) સા રે ગ મ પ ધ ની | ભયરવ અથવા કાલીંગડો | માલવગોડ |
| (૯) સા રે ગ મં પ ધ ની | પુર્વી | કામવર્ધની |
| (૧૦) સા રે ગ મં પ ધ ની | મારવા અથવા પુરીઆ | ગમનશ્રમ |
| (૧૧) સા રે ગ મ પ ધ ની | સુર્યકાંટ અથવા રામક્રી | સુર્યકાંટ અથવા વેગવહાંણી |
| (૧૨) સા રે ગ મ પ ધ ની | પીલુ | કીરવાણી |

ઊપલા ૧૨ થાટોનાં સ્વરો જોતાં એક એવો નિયમ નજરે પડશે કે, જે થાટનાં સ્વરોમાં કોમલ ગંધાર તથા કોમલ નિષાદ આવે છે, તે થાટમાં તીવ્ર મધ્યમ સ્વર આવતો નથી.

---

## રાગ વર્ણન.

સ૦—રાગ એટલે શું.

જ૦—ઊપર જણાવેલા ૧૨ થાટોનાં સ્વરોની જુદી જુદી ઊલટ સુલટ રચનાથી, તેમજ અમુક સ્વર અથવા સ્વરોને આરોહ અથવા અવરોહમાં વર્જ કરવાથી, તથા જુદા જુદા સ્વરોને વાદી સંવાદી કરવાથી મન ઊપર જે જુદી જુદી અસર કરી કાનને મધુર લાગી દીલને આનંદ આપે, તે સર્વે સ્વર રચનાઓને રાગ ( Melody or Tune ) કહે છે. આગલ શિખી ગયા મુજબ સ્વરોની જુદી

જુદી રચનાથી તો અગણિત સ્વર રચનાઓ ઉત્પન્ન કરી શકાય છે, પણ તે સર્વે સ્વર રચનાઓને કોઈ રાગ કરીને કહી શકાય નહીં; પરંતુ જે જે સ્વર રચનાઓ મધુર હોઈ દીલરંજન કરે તેઓનેજ "રાગ" કહેવામાં આવે છે. અનેક કુશળ અને વિદ્વાન ગાયકોનાં પ્રયત્નથી અનેક રાગો હસ્તીમાં આવ્યા છે. સંગીત ગ્રંથો જોતાં પ્રાચીન રાગોની સંખ્યા ૨૫૦ થી ૩૦૦ ની થવા જાય છે, પરંતુ વ્યવહારમાં હાલ તેમાંથી સુમારે ૧૫૦ રાગોનો ચાલુ ઉપયોગ થાય છે. રાગો સહેલાઇથી યાદ રહી શકે તે માટે પ્રાચીન ગ્રંથોમાં તેઓને ૬ મુખ્ય રાગો, તેઓની સ્ત્રીઓ, તેમના પુત્રો, વળી પુત્રોની સ્ત્રીઓ ( ભાર્યા ) વગેરેમાં યુક્તિથી એક સ્થળે ગોઠવવામાં આવ્યા છે, અને તેઓ માટે તરેહવાર જાતની દંતકથાઓ ( Fables ) પણ લખવામાં આવી છે. એ સર્વ તે કાળનાં જમાનાંને રૂચતું હોય, પરંતુ તે હાલના સગીતનાં અભ્યાસ માટે તદ્દન નકામું છે. અમુક રાગ કયા થાટમાંથી ઉત્પન્ન થયો છે, તે રાગમાં ક્યા કયા સ્વરો લેવાય છે, અને તે રાગ ગાવા માટે શું શું નિયમો મુકરર કરીઆ છે, એટલી માહિતીની હાલ સંગીતનાં દરેક અભ્યાસી માટે વિશેષ જરૂર છે.

સ૦—ધુન એટલે શું.

જ૦—અસલનાં રાગોની ભાંજફોડ કરી જે નવા રાગો ઉત્પન્ન કરવામાં આવ્યા છે, તેઓને ઉત્તમ ગાયકો રાગ ન કહેતાં ધુન કરીને કહે છે. એવા રાગોમાં ઘણું કરીને ક્ષુદ્ર ગીતો, જેવાં કે ઠુમરી, ગઝલ, લાવણી, વગેરે ગાવાનો ચાલ છે. એનાં ગાયનો ઘણા મધુર હોઈ લોકપ્રિય હોય છે, પરંતુ ઉંચ્ચા દરજ્જાનાં ગાયકો એ રાગો ગાવાનું પોતાના મોભાથી હલકું સમજે છે.

સ૦—મર્દાની તથા જનાની રાગો એટલે શું.

જ૦—જે રાગો અતિ ગભીર, ઉદાસ તથા શાંત પ્રકૃતિનાં હોય છે, તેઓ મર્દાની રાગ, અને તેનાં કરતાં કમી પ્રકૃતિનાં જનાની રાગ કહેવાય છે. મર્દાની રાગો ગાવા માટે પુરૂષ કંઠની તથા જનાની રાગો માટે સ્ત્રી કંઠની વિશેષ જરૂર છે, જેમ થવાથીજ સંગીત પોતાની અનુકૂલ પ્રકૃતિમાં સુંદર રીતે પ્રકટ થઈ શકે છે. ગાયકો જનાની રાગોને "રાગણી" કરીને કહે છે, પરંતુ રાગ અને રાગણી એ બંન્ને એકજ છે, માટે આ પુસ્તકમાં પણ સર્વને "રાગ"ના સાધારણ નામેજ ઓળખવામાં આવ્યા છે.

સ૦—આશ્રય રાગ એટલે શું.

જ૦—અમુક થાટમાંથી ઉત્પન્ન થનારા રાગોમાંનો જે એક મુખ્ય રાગ કે જેને તે થાટમાંથી ઉત્પન્ન થતા બીજા રાગોનું શરીર અથવા ધડ સમજવામાં આવે

છે, તેને તે થાટનો **આશ્રય** અથવા **થાટવાચક** રાગ કહે છે. આશ્રય રાગમાં સ્વરો આરોહી અવરોહીમાં તેના થાટમાં આવતા સ્વરો મુજબ **સરળ રીતે** લાગે છે. એનું રૂપ એના થાટમાંથી ઉત્પન્ન થતા બીજા રાગોથી તદ્દન સ્વતંત્ર હોય છે, જેથી એને **શુદ્ધ રાગ** માનવામાં આવે છે. દરેક થાટનું નામ પણ તેના આશ્રય રાગનાં નામ પરથીજ આપવામાં આવ્યું છે. દાખલા તરીકે **યમન થાટ** લઈએ. એ થાટનાં સ્વરોની કોઈપણ રીતે ઊલટ પાલટ રચના કરીએ તો તે નીદાંન **યમન** રાગનીજ જણાશે, તેજ કારણને લીધે **યમન રાગ** એ થાટનો **આશ્રય અથવા થાટવાચક રાગ** કહેવાય છે, અને એ રાગનાં નામ પરથીજ એ થાટને પણ **યમન થાટ** કરીને ઓળખવામાં આવે છે. એજ પ્રમાણે દરેક થાટ માટે સમજવું.

**સ૦—જન્ય રાગ એટલે શું.**

જ૦—આશ્રય રાગ શિવાયનાં થાટનાં બીજા સર્વ રાગો **જન્ય રાગો** કહેવાય છે. આ રાગોની સ્વર રચના જુદા જુદા નિયમે થાય છે, માટે આ રાગો ગાતાં તેના નિયમો પર બરાબર ધ્યાન આપી કુશળતાથી ગાવાની જરૂર છે, જેમ ન થતા તેઓની સ્વર રચના તે થાટનાં આશ્રય રાગ જેવી દેખાવા માંડશે. આ રાગોમાં તેનાં આશ્રય રાગની છાયા ( રૂપ ) હંમેશ નજરે પડતી હોવાથી તેઓને **છાયાલગ** અથવા **સાલંગ** રાગો માનવામાં આવે છે.

**સ૦—મિશ્ર રાગ એટલે શું.**

જ૦—ઊપર જણાવી ગયલા આશ્રય તથા જન્ય રાગો ઊપરાંત કુશળ અને વિદ્વાન ગાયકોએ જુદા જુદા **થાટો** તથા **રાગોનાં** પરસ્પર મિશ્રણથી બીજા અસંખ્ય રાગો ઊત્પન્ન કરીઆ છે, જેઓને **મિશ્ર** અથવા **સંકિર્ણ રાગો** કહે છે. ઊત્તમ ગાયકો ઘણું કરીને મિશ્ર રાગો ગાતા નથી, પરંતુ નાટક તખ્તા ઊપર એ રાગોનો અધિક ઉપયોગ કીધેલો જણાશે, કારણ એ રાગો મધુર હોવાથી સમાજને બહુ પ્રિય હોય છે.

**સ૦—સમપ્રકૃતિક રાગો એટલે શું.**

જ૦—**સમપ્રકૃતિક** એટલે "એકજ પ્રકૃતિનાં, એટલે એક બીજાને બહુજ મળતા રાગો તે." આવા રાગો ગાતી વખતે તેઓનાં રાગ નિયમો પર બહુજ ધ્યાન આપવાની જરૂર છે, કારણ નિયમો તરફ દુર્લક્ષ થતાંજ એકમેકમાં ભેળાઈ જવાનો સંભવ રહે છે.

**સ૦—રાગનો આવિર્ભાવ તથા તિરોભાવ એટલે શું.**

જ૦—સમપ્રકૃતિક રાગોમાં અમુક સ્વર રચનાઓ સાધારણ હોય છે, જેથી ગાયક જ્યારે એકાદા એવા રાગનો વિસ્તાર કરે છે, ત્યારે તેના સમપ્રકૃતિક રાગોની

છાયા ઉત્પન્ન થઈ સમાજને ગુંચવાડામાં નાંખે છે, જે કૃત્યને " રાગનો તિરોભાવ થયો" એમ કહે છે, અને પાછું જ્યારે ગાયક ગાવામાં આવતા રાગનુ મુખ્ય ( સ્વતંત્ર ) અંગ તેની યોગ્ય જગાએ કુશળતાથી જોરી દઈ તે રાગ કીયો છે એ સ્પષ્ટ દેખાડે છે, તે કૃત્યને " રાગનો આવિર્ભાવ થયો " એમ કહે છે. આ કૃત્ય ખરેખર ઘણું મનોરંજક હોય છે. આગલ ચાલતાં **યમન થાટનાં** બંન્ને મધ્યમ લેનારા સમપ્રકૃતિક રાગોનો અભ્યાસ કરતી વખતે એ વિષે પુરતો ખુલાસો થશે.

**સ૦—પરમેલ પ્રવેશક રાગ એટલે શું.**

**જ૦—**અમુક થાટનાં રાગો ગાઈ રહ્યા પછી જે રાગ ગાવાથી ગાયકને તેની પછીનાં બીજા થાટનાં રાગો ગાવાનુ સવલ થઈ પડે છે તે રાગને **પરમેલ પ્રવેશક,** એટલે " બીજા મેલ અથવા થાટમાં પ્રવેશ કરનારો " રાગ કહે છે. દાખલા તરીકે દીવસનાં મધ્ય ભાગમાં **કાફી થાટનાં** રાગો ગાઇ રહ્યા પછી દીવસનાં છેલ્લા પહોરનાં **પુર્વી થાટનાં** રાગો ગાવાનું સરૂ કરવા આગમચ **મુલતાની** નામે એક રાગ ગાવામાં આવે છે ( જે **ટોડી થાટનો** છે ), જેને **પરમેલ પ્રવેશક રાગ** તરીકે માનવામાં આવે છે.

**સ૦—પુર્વાંગ વાદી તથા ઊત્તરાંગ વાદી રાગો એટલે શુ**

**જ૦—**અમુક રાગમાં તેનો **વાદી સ્વર** જ્યારે સપ્તકનાં **પુર્વાંગમાં** હોય છે ત્યારે તે **પુર્વાંગવાદી,** અને **ઊત્તરાંગમાં** હોય છે ત્યારે તે **ઊત્તરાંગવાદી** રાગ કહેવાય છે. સંગીતનો એક નિયમ એવો ધ્યાનમાં રાખવો કે **ષડજ. મધ્યમ** અને **પંચમ** આ ત્રણ સ્વરો **કોઈબી અંગ, પુર્વાંગ કે ઊત્તરાંગમાં.** વાદી થઇ શકે છે.

**ખુલાસો:—**આપણા દીવસ તથા રાતને બે ભાગમાં વહેચી નાંખવામાં આવ્યા છે એ સર્વને જાણીતી બીના છે. બપોરના ૧૨ વાગે થી રાતના ૧૨ વાગતા સુધીના ભાગને **પુર્વ** ભાગ, તથા રાતના ૧૨ વાગેથી બપોરનાં ૧૨ વાગતા સુધીના ભાગને **ઊત્તર** ભાગ કહે છે. પુર્વ ભાગમાં પુર્વાંગવાદી રાગો અને ઊત્તર ભાગમા ઊત્તરાંગ વાદી રાગો ગાયલા મોટે ભાગે નજરે પડશે, જે આપણા સંગીતની વ્યવસ્થાની એક ખરેખર મહાન ખુબીજ લેખાય તેમાં કાંઈ નવાઈ નથી

**સ૦—**પુર્વાંગવાદી તથા ઊત્તરાંગવાદી રાગોનાં સાધારણ નિયમોનું વર્ણન કરો.

**જ૦—**પુર્વાંગવાદી તથા ઊત્તરાંગવાદી રાગો વિષે ૭ નિયમો નીચે મુજબ ધ્યાનમાં રાખવા. આ નિયમો સાધારણજ સમજવા, કારણ એ નિયમોનાં અપવાદો પણ કોઇ કોઈ ઠેકાણે નજરે પડશે.

( ૧ ) રાતને વખતે પુર્વાંગવાદી રાગો, તથા દીવસે ઊત્તરાંગવાદી રાગો અધિક નજરે પડશે.

( ૨ ) પુર્વાંગવાદી રાગોની ગતિ મંદ્ર તથા મધ્ય સપ્તકોમાં, જ્યારે ઊત્તરાંગ વાદી રાગોની ગતિ મધ્ય સપ્તકનાં પંચમ સ્વરથી તાર સપ્તકનાં ષડજ અને તેની ઊપરનાં સ્વરોમાં વિશેષ નજરે પડશે. રાગની ગતિનો ખુલાસો આગલ ચાલતાં આપેલો જણાશે.

( ૩ ) પુર્વાંગવાદી રાગોમાં ષડજ સ્વર એક મુખ્ય વિશ્રાંન્તિ ( એટલે મુકામ કરવાનું ) સ્થાન ગણાય છે, જ્યારે ઊત્તરાંગવાદી રાગોમાં પંચમ સ્વર ગણાય છે, કારણ ષડજ સ્વર જેમ પુર્વાંગ ( સા રે ગ મ ) નો પહેલો સ્વર છે, તેમ પંચમ સ્વર ઊત્તરાંગ ( પ ધ ની સાં ) નો પહેલો સ્વર છે.

( ૪ ) પુર્વાંગવાદી રાગોમાં ષડજ સ્વરની નજદીકમાંજ વાદી સ્વર હોવાથી એ રાગોની સરૂઆત ઘણું કરીને વાદી સ્વરથીજ કીધેલી નજરે પડશે.

( ૫ ) ઊત્તરાંગવાદી રાગોમાં શુદ્ધ મધ્યમ સ્વરનું પ્રબળ્ય તીવ્ર મધ્યમ સ્વર કરતાં અધિક જણાશે.

( ૬ ) પુર્વાંગવાદી રાગોની શોભા તેઓની આરોહીની સ્વર રચનામાં હોય છે, જ્યારે ઊત્તરાંગવાદી રાગોની શોભા તેઓની અવરોહીની સ્વર રચનામાં તથા અંતરાની સરૂઆતમાં જણાશે.

રાગોનો અભ્યાસ કરતી વખતે એ વિષે પુરતો ખુલાસો થશે.

**સ૦—રાગની ગતિ એટલે શું.**

**જ૦**—આગળ જણાવી ગયા મુજબ રાગોમાં ત્રણ સપ્તકોનો ઊપયોગ કરવામાં આવે છે, પરંતુ કેટલાક રાગો વળી એવા પણ છે, જે ચોકકસ સપ્તકોમાંજ પોતાનુ ખરૂં રૂપ દરશાવી શકે છે, જેને **રાગની ગતિ** કરીને કહે છે દાખલા તરીકે ખમાજ થાટના " **ગારા** " નામે રાગની ગતિ **મંદ્ર** તથા **મધ્ય** સપ્તકોમાં, તેમજ મારવા થાટના " **સોહેની** " નામે રાગની ગતિ **મધ્ય** તથા **તાર** સપ્તકોમાં છે, એટલે એમ સમજવું કે એ રાગો ઊપર જણાવેલા સપ્તકોમાંજ પોતાનું ખરૂ રૂપ સારી રીતે પ્રદર્શિત કરે છે. દરેક રાગમાં **મધ્ય સપ્તક** તો અવશ્યનોજ છે, જે વગર કોઇ પણ રાગ હોઈ શકેજ નહી. ધ્યાનમાં રાખવું કે રાગની ગતિ અને તાલની ગતિ એ બંન્ને જુદા જુદા વિષયો છે.

**સ૦—રાગની જાતિ એટલે શું, અને તે કેટલી છે.**

**જ૦**—રાગની આરોહી તથા અવરોહીમાં આવતા સ્વરોની સંખ્યા પરથી રાગની જાતિ મુકરર કરવામાં આવે છે. મુખ્ય જાતિ ત્રણ છે, જેઓને **સંપુર્ણ**, **પાડવ** તથા **ઓડવ** કરીને કહે છે.

**સ૦—સંપુર્ણ રાગ એટલે શું.**

જ૦—જે રાગની આરોહી અવરોહીમાં તેના થાટના સ્વરો મુજબ **સાતે સ્વરોનો** ઉપયોગ કરવામાં આવે છે. **તે સંપુર્ણ રાગ** કહેવાય છે.

**સ૦—ષાડવ રાગ એટલે શું.**

જ૦—જે રાગની આરોહી અવરોહીમાં ફક્ત **છજ સ્વરોનો** ઉપયોગ કરવામાં આવે, એટલે કોઇ એકાદો સ્વર વર્જ કરવામાં આવે, તો તે **ષાડવ રાગ** કહેવાય છે.

**સ૦—ઓડવ રાગ એટલે શું.**

જ૦—જે રાગની આરોહી અવરોહીમાં ફક્ત **પાંચજ સ્વરોનો** ઉપયોગ કરવામાં આવે, એટલે કોઈ પણ બે સ્વરો વર્જ કરવામાં આવે, તો તે **ઓડવ રાગ** કહેવાય છે.

**ખુલાસો:**—સંગીતનો એક એવો નિયમ ધ્યાનમાં રાખવો કે **પાંચ** સ્વરોથી ઓછા સ્વરોનો રાગ કદી પણ હોઈ શકે નહીં. વળી કેટલાક રાગો એવા પણ જણાશે કે તેઓની આરોહીમાં સાતે સ્વરો લાગે, પણ અવરોહીમાં છ કેવાં પાંચ સ્વરો લાગે, તો આરોહી અવરોહીની સંખ્યા મુજબ તેવા રાગો **સંપુર્ણ ષાડવ** કેવાં **સંપુર્ણ ઓડવ** કરીને કહેવાય છે. એજ નિયમ પ્રમાણે આરોહી અવરોહીમાં લાગતા સ્વરોની સંખ્યા પરથી રાગની જાતિનુ નામ આપવામાં આવે છે.

**સ૦—રાગનું સ્વરૂપ એટલે શું.**

જ૦—રાગના નિયમો મુજબ રાગનાં સ્વરોને તાલમાં ગોઠવવાથી જે રૂપ થાય છે, તેને રાગનું **સ્વરૂપ** કહે છે. ગાયકો એને અમુક રાગની "**સરગમ**," તથા વાદકો એને અમુક રાગની "**ગત**" કરીને સાધારણ રીતે ઓળખે છે.

**સ૦—રાગનું મુખ્ય અંગ અથવા પકડ એટલે શું.**

જ૦—રાગની તમામ સ્વર રચનાના જે ચોક્કસ સ્વરોના ટુકડા પરથી ગાવામાં આવતો રાગ કયો છે તે તુરત ઓળખાઈ આવે છે, તે સ્વરોનાં ટુકડાને રાગનું **મુખ્ય અંગ** અથવા **રાગની પકડ** કહે છે. રાગનાં મુખ્ય અંગની મદદથીજ સર્વ રાગો એક બીજાથી નિરનિરાળા ઓળખાઈ આવે છે, માટે પ્રત્યેક રાગનાં મુખ્ય અંગનો પકો અભ્યાસ કરવાની વિશેષ જરૂર છે.

**સ૦—રાગવાચક ભાગ એટલે શું.**

જ૦—મુખ્ય અંગ ઉપરાંત રાગમાં બીજા જે જે ચોક્કસ સ્વરોના ટુકડા મહત્વનાં ( Important ) હોય છે, તેઓ રાગનાં રાગવાચક ભાગો ગણાય છે,

**સ૦—રાગની પ્રકૃતિ એટલે શું.**

જ૦—રાગમાં સ્વરોની જુદી જુદી રચનાથી મન પર જે જુદી જુદી તરાહની કુદરતી અસર થાય છે, તે રાગની **પ્રકૃતિ** કહેવાય છે. કેટલાક રાગો ગંભીર તથા ઉદાસી હોય છે, તો વળી કેટલાકો હાસ્યરસ તથા ચંચલ હોય છે, એ સર્વ રાગની જુદી જુદી પ્રકૃતિ કહેવાય છે દરેક ગાયનની રચના પણ તેના રાગની પ્રકૃતિને અનુકૂળ થતાજ શબ્દોમાં કરવામાં આવે છે. તેમજ તે ગાયન ગાવા માટે તેની પ્રકૃતિને અનુકૂળ થતીજ **તાલ** ( time ) તથા **લય** ( Degrees of speed ) નો ઉપયોગ કરવામાં આવે છે. ( તાલ તથા લયનો ખુલાસો આગળ ચાલતાં આપેલો જણાશે ). આ પ્રમાણે સર્વ એક રસ થાય, તોજ સંગીત તેના ખરા રૂપમાં પ્રદર્શિત કરી શકાય છે.

**સ૦**—રાગ ગાવાનો સમય એટલે શું અને તે વિષે થોડું વર્ણન કરો.

જ૦—પ્રાચીન શાસ્ત્રિકારોએ અમુક સમયની પ્રકૃતિને અનુકૂળ થતી સ્વર રચનાઓ પરથી અમુક રાગો અમુક વખતે ગાવાનુ જે મુકરર કરીઉં છે તેમાં ખરેજ ઘણી ચતુરાઈ દીસે છે. દાખલા તરીકે **ભયરવ** રાગ લઇએ. એ રાગ **પ્રાત કાળે** એટલે સુર્યોદયની વખતે ગાવાનુ મુકરર કરીઉં છે હવે પ્રાત કાળનો સમય કેટલો ગંભીર તથા શાંત હોય છે એ સર્વને જાણીતી બીના છે. ભયરવ રાગની જે સ્વર રચના છે તે પણ ગભીર તથા શાંત પ્રકૃતિનીજ છે, જેથી એ રાગ ગાતાં પ્રાતકાળનાં ગભીર સમયનો કાંઇક ખ્યાલ આવે છે, અને એ રાગનાં કાર્યો મન ઊપર કાંઇ વિલક્ષણ અસર કરે છે, તથા દીલને જે આનંદ આપે છે તેનુ વર્ણન યોગ્ય રીતે કરવુ મુશકળ છે. વ્યવહારમાં રાગ ગાવાના સમયનો નિયમ કડક રીતે પાળી શકાતો નથી, કારણ દીવસનાં સર્વ પુરૂષો પોતાનાં ધંધા રોજગારમાં ગુંટાયલા રહે છે, અને સગીતની બેઠકો ( જલસાઓ ) પણ ઘણું કરીને રાતનાં શાંત તથા ફુરસદને વખતે કરવામાં આવે છે, તો પછી દીવસે ગવાતા રાગોનું શુ કરવુ? આ મુખ્ય મુશકેળીને લીધેજ રાગ ગાવાના સમયનો શાસ્ત્રિય નિયમ ચાલુ વ્યવહારમાં કડક રીતે પાળવો અશક્ય છે. માટે એ નિયમનો અર્થ એટલોજ સમજવો કે અમુક રાગ જો તેના નિયમિત સમયેજ ગાવામાં આવે, તો બેશક તે રાગ પોતાનાં કાર્યો વધુ સંતોષકારક રીતે બજાવશે.

આપણા સગીત શાસ્ત્રિઓએ વળી કેટલાક રાગો અમુક **રૂતુમાંજ** ગાવાનુ મુકરર કરીઉં છે, જેવાકે **વસંત રાગ વસંત રૂતુમાં, મલ્હાર રાગ વરસાદ** રૂતુમાં, વગેરે. આ રાગો બીજી રૂતુઓમાં ગાઈ શકાયજ નહીં એવું કાંઈ નથી. એ નિયમનો અર્થ એટલોજ સમજવો કે આ રાગોનાં ગાયનોમાં ઘણું કરીને અમુક રૂતુનું વર્ણન ઠાંપેલું હોય છે, જેથી તેને પ્રસગોપાત રૂતુમાંજ ગાવાથી તેઓ મનને વધારે સુખદાયક લાગશે.

રાગ સમયનાં થોડા સામાન્ય નિયમો સંગીતનાં અભ્યાસીને શિખવાનું અવશ્ય છે, કારણ આગળ ચાલતાં રાગોનાં વર્ણનમાં એ નિયમોનો ઉપયોગ કીધેલો જણાશે. અલબતાં એ નિયમો કાંઈ કડક નથી, પરંતુ સાધારણજ સમજવા, કારણ તેમાં કેટલાક અપવાદો પણ જણાશે.

**પ્રથમ** સવલતાને ખાતર **દીવસ** તથા **રાત**નાં નીચે મુજબ ભાગો કરશુઃ—

**દીવસનાં ભાગો**—દીવસનાં **પાંચ** ભાગો કરવામાં આવ્યા છે, જેઓને (૧) સુર્યોદયનો સંધી પ્રકાશનો વખત (૨) દીવસનો પહેલો પહોર (૩) દીવસનો મધ્ય ભાગ (૪) દીવસનો ત્રીજો પહોર તથા (૫) સુર્યઅસ્તનો સંધી પ્રકાશનો વખત.

સુર્યોદય તથા સુર્યઅસ્તનાં સમયની થોડુ આગમચ તેમજ થોડું પછી જે થોડો વખત રહે છે તેને **સંધીપ્રકાશ** કહે છે.

**રાતના ભાગો**—રાતનાં **ચાર** ભાગો કરવામાં આવ્યા છે, જેઓને (૧) રાતનો પહેલો પહોર (૨) રાતનો બીજો પહોર (૩) મધ્ય રાત તથા (૪) રાતની આખેરી.

દીવસ તથા રાતના ઉપર જણાવેલા ભાગોમાં કઈ કઈ જાતનાં સ્વરોનાં રાગો ઘણું કરીને ગવાય છે તેનુ વર્ણન નીચે મુજબ છે.

## સુર્યોદય વખતનાં સંધી પ્રકાશનો સમય

આ સમયે ગવાતા રાગોમાં રિષભ તથા ધૈવત આ બે સ્વરો કોમલ, તથા બાકીનાં શુદ્ધ સ્વરો હોય છે. સા, મ અને પ આ ત્રણ સ્વરોનું પ્રબળ્ય નજરે પડશે. આરોહીમાં રિષભ સ્વર ઘણું કરીને દુર્બળ હોય છે, તથા ઉત્તરાંગ વાદી રાગો જણાશે, જેવાકે **ભયરવ, રામકલી, બિભાસ,** વગેરે **ભયરવ થાટનાં રાગો.** આ સમયે ગવાતો **બિલાવલ** રાગ અને તેના પ્રકારો આ નિયમનો અપવાદ જણાશે, કારણ તેમાં સર્વ **શુદ્ધ સ્વરોજ** લેવામાં આવે છે.

## દીવસનો પહેલો પહોર

આ સમયે ગવાતા રાગોમાં કોમલ સ્વરો અધિક દેખાશે, તથા કોમલ ગંધાર તથા કોમલ ધૈવત આ બે સ્વરોનું પ્રબળ્ય વિશેષ નજરે પડશે. મોટે ભાગે ઉત્તરાંગવાદી રાગો જણાશે, જેવાકે **ભયરવી** તથા **આસાવરી** થાટોનાં રાગો.

આ સમયે ગવાતો **ટોડી** રાગ આ નિયમનો અપવાદ છે, કારણ તેમાં તીવ્ર મધ્યમ તથા શુદ્ધ નિષાદ સ્વરો લેવામાં આવે છે. દીવસે ગવાતા રાગોમાં તીવ્ર

મધ્યમ કરતાં શુદ્ધ મધ્યમ સ્વર અધિક હોય છે, જ્યારે આ **ટોડી** રાગમાં તીવ્ર મધ્યમ સ્વર લેવામાં આવતો હોવાથી દીવસે ગવાતા રાગોનો એ રાગ એક અપ-વાદજ ગણાય છે.

## દીવસનો મધ્ય ભાગ

દીવસનાં મધ્ય ભાગમાં ગવાતા રાગોમાં મુખ્ય રાગ **સારંગ** છે, અને તેનુજ મિશ્રણ આ સમયે ગવાતા બધા રાગોમાં દેખાતું રહેશે. ગંધાર તથા નિષાદ આ બે સ્વરો કોમલ, તથા બાકીનાં શુદ્ધ સ્વરો જણાશે. પુર્વાંગવાદી રાગો હોય છે. બીજી એક ખુબી એવી નજરે પડશે કે, આ સમયે ગવાતા **ધનાશ્રી, ભિમપલાસી, ધાની**, વગેરે રાગોમાં આરોહીમાં રિષભ તથા ધૈવત આ બે સ્વરો વર્જ હોય છે. **કાફી** થાટનાં રાગો ઘણું કરીને નજરે પડશે.

## દીવસનો છેલ્લો પહોર

આ સમયે ગવાતા રાગોમાં રિષભ તથા ધૈવત આ બે સ્વરો કોમલ, મધ્યમ તીવ્ર, તથા બાકીનાં શુદ્ધ સ્વરો હોય છે. રિષભ, ગંધાર તથા પંચમ આ ત્રણ સ્વરોનુ પ્રબળ્ય જણાશે. પુર્વાંગવાદી રાગો હોય છે, જેવાકે **પુર્વી, શ્રી, ગૌરી,** વગેરે, **પુર્વી** થાટનાં રાગો.

દીવસનાં મધ્ય ભાગનાં રાગો ગાઈ રહ્યા પછી દીવસનાં છેલ્લા પહોરનાં રાગો ગાવા સરૂ કરવા આગમજ “ **મુલતાની** ” નામે રાગ ગાવામાં આવે છે. ધનાશ્રી, ભિમપલાસી, વગેરે રાગો મુજબ આ રાગમાં પણ ગંધાર સ્વર કોમલ છે તથા આરોહીમાં રિષભ તથા ધૈવત આ બે સ્વરો વર્જ છે; અવરોહીમાં એ સ્વરો લેવાય છે પરંતુ આ રાગમાં તેઓ કોમલ છે, જ્યારે ધનાશ્રી, વગેરે, રાગોમાં તેઓ શુદ્ધ છે. **મુલતાની** રાગનાં સ્વરો ફક્ત ગંધાર સ્વર શિવાય દીવસનાં છેલ્લા પહોરે ગવાતા રાગોનાં સ્વરોને મળતા છે, જેથી એવું સીદ્ધ થાય છે કે, દીવસનાં મધ્ય ભાગનાં રાગો ગાઈ રહ્યા પછી આ **મુલતાની** રાગ ગાવાથી ગાયકને દીવ-સના છેલ્લા પહોરનાં રાગો ગાવામાં પ્રવેશ થવાનું ઘણુ સહેલું થઇ પડે છે, જેથી આગળ જનાવી ગયા મુજબ એ **પરમેળ પ્રવેશક** રાગ કહેવાય છે. પ્રાચીન શાસ્ત્ર-કારોએ આપણાં સંગીતની આવી ખુબીઓથી વ્યવસ્થા રાખી છે, જે માટે તે લોકને જેટલો ધન્યવાદ ઘટે એટલો થોડોજ છે.

## સુર્યઅસ્ત વખતનો સંધીપ્રકાશનો વખત.

આ સમયે ગવાતા રાગોમાં ફક્ત રિષભ સ્વર કોમલ, મધ્યમ તીવ્ર, તથા બાકીનાં શુદ્ધ સ્વરો હોય છે. આ સમયનાં ઘણાએક રાગોમાં પંચમ સ્વર વર્જ

જણાશે. પુર્વાંગવાદી રાગો હોય છે, જેવા કે **પુરીઆ, મારવા, જેત,** વગેરે, **મારવા થાટનાં** રાગો.

## રાતનો પહેલો પહોર.

રાતની સરૂઆતે એટલે દીવા બતી થવે ગવાતા રાગોમાં મધ્યમ સ્વર તીવ્ર, બાકીનાં સર્વ શુદ્ધ સ્વરો જણાશે. ગંધાર તથા પંચમ આ બે સ્વરોનું પ્રબળ્ય તથા સંગતી વિશેષ નજરે પડશે. પુર્વાંગવાદી રાગો હોય છે, જેવાકે **કલ્યાણ રાગ અને તેના પ્રકારો.**

## રાતનો બીજો પહોર.

આ સમયે ગવાતા રાગોમાં સર્વ શુદ્ધ સ્વરો લેવામાં આવે છે. નિષાદ સ્વર શુદ્ધ તેમજ કોમલનો રાગોનાં નિયમ મુજબ ઉપયોગ થાય છે. આ રાગોમાં જો કે શુદ્ધ મધ્યમ સ્વર લેવાય છે, તોપણ થોડો તીવ્ર મધ્યમ સ્વર પણ લેવામાં આવે છે, કારણ રાત્રે ગવાતા રાગોમાં શુદ્ધ મધ્યમ કરતાં તીવ્ર મધ્યમ સ્વર અધિક હોય છે, જેથી રાત્રે ગવાતા શુદ્ધ મધ્યમ સ્વરવાળા રાગોમાં થોડો તીવ્ર મધ્યમ સ્વર એક આંગતુક સ્વર દાખલ લેવામાં કાંઈ હરકત નથી. રાગોનો અભ્યાસ કરતી વખતે એ વિષે પુરતો ખુલાસો થશે. આ સમયે ગવાતા રાગો પુર્વાંગવાદી જણાશે, જેવા કે **બિહાગ, શંકરો, ખમાજ, તિલંગ** વગેરે **શંકરાભરણ** તથા **ખમાજ થાટનાં** રાગો.

## રાતનો મધ્ય ભાગ.

આ સમયે ગવાતા રાગોમાં ગંધાર તથા નિષાદ આ બે સ્વરો શુદ્ધ તેમજ કોમલ, અને બાકીનાં સર્વ સ્વરો શુદ્ધ હોય છે. ધૈવત સ્વરનું અલ્પત્વ, તથા મધ્યમ અને રિષભ સ્વરની સંગતી વિશેષ જણાશે. પુર્વાંગવાદી રાગો હોય છે, જેવાકે ખમાજ થાટનો **સોરઠ** રાગ અને તેના પ્રકારો, તથા કાફી થાટનો **કાન્હરા** રાગ અને તેના પ્રકારો, વગેરે.

## રાતની આખેરીનો ભાગ.

આ સમયે ગવાતા રાગોમાં રિષભ તથા ધૈવત આ બે સ્વરો કોમલ, તથા બાકીના સર્વ શુદ્ધ સ્વારો હોય છે. રાત્રે ગવાતા રાગોનાં નિયમ મુજબ આ રાગોમાં પણ થોડો તીવ્ર મધ્યમ સ્વર કોઈ કોઇ વેળા લીધેલો જણાશે. સા, મ અને પ આ ત્રણ સ્વરોનું પ્રબળ્ય દેખાશે. આ સમયે ગવાતા રાગોમાં **તાર સપ્તકનો પડજ** સ્વર અતિ મહત્વનો હોય છે, જે એ રાગોમાં ઠેક ઠેકાણે ચમકતો નજરે પડશે. ઉત્તરાંગવાદી રાગો હોય છે, જેવાકે **સોહેની, લલિત, વસંત,** વગેરે રાગો. **સુર્યકાંટ થાટનાં** રાગો પણ આજ સમયે ગવાય છે.

ઊપર જણાવેલા સર્વ નિયમો વિષે રાગોનો અભ્યાસ કરતી વખતે સંપુર્ણ ખુલાસો મળશે. એટલુ ધ્યાનમાં રાખવું કે દીવસનાં ગવાતા રાગોમાં શુદ્ધ મધ્યમ નું તથા ઊત્તરાંગનુ, અને રાતે ગવાતા રાગોમાં તીવ્ર મધ્યમનું અને પુર્વાંગનુ પ્રબળ્ય ખાસ નજરે પડશે.

ઊપર જણાવ્યા મુજબ સ્વરોનુ પરિવર્તન થવુ ઘણું સંતોષકારક હોય છે, કારણ તેથી મનને જુદા જુદા રસના સ્વાદનો અનુભવ થઈ હર્ષ અને આનંદ ઊત્પન્ન થાય છે. આપણા સંગીતની આવી આવી મહાન ખુબીઓ અંગ્રેજી સંગીતમાં બીલકુલ નજરે પડતી નથી, જેથી આપણું સંગીત અંગ્રેજી સગીત કરતાં કાંઈ અંશે ચઢયાતુ ગણાય એમાં કાંઈ નવાઈ નથી.

અમુક રાગો અમુક વખતે ગાવાનુ જે મુકરર કીધું છે, તે ઊપરથી એમ નહીં સમજવુ કે એ સર્વ રાગો તે સમયે ગાવા. આ મુકરર કરેલા રાગોમાંથી કયો રાગ અથવા કયા કયા રાગો ગાવા તે ગાયકની મુનસફી પરજ રહે છે.

**સ૦—રાગ નિયમો એટલે શું.**

**જ૦**—કોઈપણ રાગ ગાવા આગમચ તેની રાગ રચનાનાં તત્વો પ્રથમ જાણવાની જરૂર છે, જેને **રાગ નિયમો** કહે છે, જે નીચે મુજબ છે.—

( ૧ ) રાગનો થાટ ( ૨ ) શુદ્ધ કે મિશ્ર રાગ ( ૩ ) રાગની જાતિ ( ૪ ) અગીક તથા આંગતુક સ્વરો ( ૫ ) વાદી સવાદી સ્વરો ( ૬ ) આલાપનાં વિશ્રાન્તિ સ્થાનો ( ૭ ) પુર્વાંગ કે ઊત્તરાંગ વાદી રાગ ( ૮ ) મુખ્ય અગ ( ૯ ) પ્રકૃતિ તથા ( ૧૦ ) ગાવાનો સમય.

ઊપલી ૧૦ બાબતોની પ્રથમ પક્કી માહિતી મેળવ્યા પછીજ કોઈ પણ રાગ ગાવા શિખવાની કોશેશ કરવી.

**સ૦—મિશ્ર રાગોનાં નિયમો શું છે.**

**જ૦**—આગળ જણાવી ગયા મુજબ મિશ્ર રાગો જુદા જુદા રાગો તથા થાટોનાં મિશ્રણથી ઊત્પન્ન થયલા હોય છે, માટે એ રાગો માટે ચોક્કસ નિયમો મુકરર કરી શકાય તેમ નથી. જે રાગો મિશ્ર થતા હોય તે રાગોનાં મુખ્ય ટુકડાઓ પોતપોતાનાં રાગ નિયમોએ મિશ્ર થયલા હોય છે, તેમા **મુખ્ય રાગ** હમેશ સ્પષ્ટ રાખવાની જરૂર છે. દાખલા તરીકે **બિલાવલ** થાટમાં **યમની** નામે રાગ છે, જે **બિલાવલ** તથા **યમન** રાગોનું મિશ્રણ છે. આ મિશ્ર રાગમાં **બિલાવલ રાગ** મુખ્ય હોવાથી એ રાગનું અગ સ્પષ્ટ દેખાડતા રહેવાની જરૂર છે. મિશ્ર રાગોમાં **આલાપ** એટલે રાગ વિસ્તાર પણ ઊત્તમ રીતે થઈ શકતો નથી, અને જો કરવામાં આવે, તો તે મિશ્ર થતા રાગોનાં ટુકડાઓને ધોરણે, અથવા તો તે રાગનાં

એકાદ જાણીતા ગાયનની સ્વર રચનાને આધારે કરવામાં આવે છે. રાગોનાં અભ્યાસ કરતી વખતે એ વિષે પુરતો ખુલાસો થશે.

---

## ગમક વર્ણન

**સ૦—ગમક એટલે શું.**

**જ૦**—રાગની પ્રકૃતિને અનુકૂળ થતા સ્વરો ગળામાંથી અથવા એકાદ વાજીંત્રમાંથી કંપાવીને જુદી જુદી ગતિથી કાઢવા, કે જેથી સાંભળનારાઓનાં ચિત્તનું હરણ થાય, તે ક્રિયાને ગમક ( Expressions ) કહે છે.

**સ૦—ગમક કેટલી તરેહની છે, અને તેઓનાં નામ શું.**

**જ૦**—ગમક ઘણી તરેહની આવે છે, જેઓને જુદી જુદી ઓળખવા માટે નામો મુકરર કરવામાં આવ્યાં છે, જેમકે **ડાલુ, જમજમા, મુરકી, ગિટકડી, અંડોલન, મીંડ, ઘસીટ, ત્રિપુશ્યા,** વગેરે, વગેરે. આ ગમકોમાંનો મોટો ભાગ તો વાજીંત્ર ઊપર અમુક ક્રિયા કરીને સ્વરો ઊત્પન્ન કરવાની નજરે આપેલા છે, કે જે અતરે લખવા માત્રથી સમજી શકાય તેમ નથી. એકાદ કુશળ શિક્ષકની મદદની એ અભ્યાસ માટે જરૂર છે. આગળ ચાલતાં રાગોનાં વર્ણનમાં **અંડોલન, મીંડ** તથા **ઘસીટ**, આ ત્રણ ગમકોનો ડગલેને પગલે ઊપયોગ કીધેલો જણાશે, માટે એ વિષે નવા અભ્યાસીને થોડું જાણવાની જરૂર છે.

**સ૦—અંડોલન એટલે શું.**

**જ૦**—કોઈ પણ સ્વરને કંપાવીને અથવા ધ્રુજાવીને ગળામાંથી ઉચ્ચારવો અથવા વાજીંત્રમાં વગાડવો, તે ક્રિયાને **અંડોલન** ( Tremolo ) કહે છે. હારમોનિયમ વાજીંત્રમાં છેલ્લી કળ (Stopper ) ખેંચી સ્વરો વગાડશો તો એ ગમક વિષે સમજ પડશે. અમુક રાગોમાં ચોક્કસ સ્વરો ઊપરજ આ ગમકનો ઊપયોગ કરવામાં આવે છે, કે જે ક્રિયાથી તે રાગોની શોભામાં વધારો થઈ તેનું ખરૂં રૂપ પ્રદર્શિત થાય છે.

**સ૦—મીંડ એટલે શું.**

**જ૦**—એકાદ **સિતાર** અથવા **બિન** વાજીંત્ર વગાડનારને મીંડમાં સ્વરો વગાડતાં સાંભળશો તો આ વિષય સહેલાઈથી સમજ પડશે. દાખલા તરીકે ધારોકે એકાદ રાગમાં **પંચમ** તથા **ગંધાર** સ્વરો મીંડમાં લેવાનાં છે. એવી વખતે ઊપલાં વાજીંત્રોમાં આ બે સ્વરો તેઓના મુકરર કરેલા પરડા છુટા છુટા ન વગાડતાં, **ગંધાર** સ્વરનાંજ પરડા ઊપર તારને ખેંચીને પ્રથમ પંચમ સ્વર વગાડી, પાછો તાર હલુ

હલુ ધીલો છોરી દઈ ગંધાર સ્વર વગાડવામાં આવે છે. આ ક્રિયા કરતી વખતે પંચમ અને ગંધાર સ્વરોની વચ્ચે જે ચોક્કસ ધ્વનિઓ ઉત્પન્ન થઇ કાનને એ સ્વરો જેવા મધુર લાગે છે, તેવીજ રીતે આ બે સ્વરો ગળામાંથી ઉચ્ચારવાની જરૂર છે, જે સારી કસરત ( Practice ) થીજ પ્રાપ્ત થાય છે. આપણા સંગીતમાં આ ગમકનો ઉપયોગ અતિશય થાય છે, જેમ કરવાથી રાગનું રૂપ સ્પષ્ટ પ્રદર્શિત થઇ રાગની શોભામાં પણ બેહદ વધારો થાય છે. અંગ્રેજી સંગીતમાં મીંડનો ઉપયોગ બીલકુલ કરવામાં આવતો નથી, અને ખડા સ્વરોજ હંમેશ લેવામાં આવે છે. હારમોનિયમ વાજીંત્રમાં પણ ખડા સ્વરોજ કાયમ કીધેલા હોવાથી એ વાજીંત્ર આપણા ઉત્તમ સંગીત માટે તો તદ્દન અપુર્ણજ ગણાય એમાં કાંઈ નવાઈ નથી.

**સ૦—ઘસીટ** એટલે શું.

જ૦—આ ગમક માટે પણ સિતાર અથવા કોઈપણ તાર અથવા તાંતથી વગાડવામાં આવતા વાજીંત્રનો દાખલો લઈએ. ધારો કે એકાદ રાગમાં મંદ્ર સપ્તકનાં પંચમથી મધ્ય સપ્તકનો રિષભ ઘસીટથી લેવાનો છે. એવી વખતે મંદ્ર સપ્તકનો પંચમ સ્વર વગાડી તાર ઉપરથી ડાબા હાથની આંગલી ન ઉચકતાં, તાર ઉપર આંગલી ઘસરીનેજ મધ્ય સપ્તકનાં રિષભ સ્વર સુધી લાવી, એ સ્વર વગાડવો. એ ક્રિયા વખતે એ બે સ્વરો વચ્ચે અમુક ધ્વનિઓ ઉત્પન્ન થઈ કાનને જેવું મધુર લાગે છે, તેજ મુજબ એ ક્રિયા ગળામાંથી પણ ગાતી વખતે કરવાની જરૂર છે. સારંગી, દીલરૂબા, ફીડલ, વગેરે, વાજીંત્રો ઉપર **મીંડ** કામ થતું ન હોવાથી તેને બદલે આ **ઘસીટ**નીજ ક્રિયા હંમેશ કરવામાં આવે છે.

**સ૦—લાગ** એટલે શું.

જ૦—ગાતાં વગાડતાં એકાદ સ્વરને મુકી દઇ બીજા સ્વર પર જવું તે ક્રિયાને **લાગ** કહે છે.

**સ૦**—ડાટ એટલે શું.

જ૦—ગાતાં વગાડતાં હરકોઈ સ્વરને ડબાવી દેવો તે ક્રિયાને ડાટ કહે છે.

**સ૦—ઊરપ** એટલે શું.

જ૦—સ્વરોને વિંટાતા ચઢવું તે ક્રિયાને **ઊરપ** કહે છે.

**સ૦—તુરપ** અથવા **સુલપ** એટલે શું.

જ૦—સ્વરોને વિંટાતા ઊતરવું તે ક્રિયાને **તુરપ** અથવા **સુલપ** કહે છે.

# ગાયનના ભાગોનું વર્ણન

**સ૦—ગાયનનાં કેટલા ભાગો હોય છે, અને તેઓનાં નામ શું.**

જ૦—આગળ જણાવી ગયા મુજબ ગાયનનાં **ચાર** ભાગો હોય છે, જેઓને (૧) **અસ્તાઈ** (૨) **અંતરો** (૩) **સંચારી** તથા (૪) **અભોગ** કરીને કહે છે.

**સ૦—અસ્તાઈ એટલે શું.**

જ૦—ગાયન અથવા રાગનાં **પહેલા ભાગ** ( Ist Part ) ને **અસ્તાઈ** કહે છે. આ ભાગમાં ઘણું કરીને **મંદ્ર** તથા **મધ્ય** આ બે સપ્તકોનાં સ્વરો હોય છે. ( **ઊત્તરાંગ** વાદી રાગોને એ નિયમ લાગુ પડતો નથી, કારણ એ રાગોમાં તાર સપ્તકનાં સ્વરો પ્રથમથીજ અધિક મહત્વ મેળવે છે ). રાગનું ઊત્તમ મંડાણ હંમેશ આ ભાગમાંજ થાય છે. ઊત્તમ ગાયકો પોતાના રાગનો વિસ્તાર મોટે ભાગે આ ભાગમાંજ કરી દેખાડે છે.

**સ૦—અંતરો એટલે શું.**

જ૦—ગાયન અથવા રાગના **બીજા ભાગ** ( 2nd Part ) ને **અંતરો** કહે છે. આ ભાગમાં **તાર સપ્તકના સ્વરો** પણ સામેળ થાય છે, અને **મધ્ય** તથા **તાર** સપ્તકોનાં સ્વરોનું મિશ્રણ હોય છે. અંતરાની સરૂઆત ઘણું કરીને મધ્ય સપ્તકનાં **ગંધાર** અથવા **પંચમ** સ્વરથી કીધેલી જણાશે. ( જે રાગોની ગતિ મંદ્ર તથા મધ્ય સપ્તકોમાંજ હોય છે તે રાગોને ઊપલો નિયમ લાગુ પડતો નથી, કારણ એવા રાગોમાં મદ્ર તથા મધ્ય સપ્તકોનાંજ સ્વરોનું મિશ્રણ હોય છે ). અંતરાની સરૂઆતની સ્વર રચના પરથી રાગની પણ પારખ થઈ શકે છે.

**સ૦—સંચારી એટલે શું.**

જ૦—ગાયન કે રાગનાં **ત્રીજા ભાગ** ( 3rd Part ) ને **સંચારી** કરીને કહે છે. આ ભાગમાં ઊપર જણાવેલા **અસ્તાઈ** તથા **અંતરા** આ બંન્ને ભાગોનાં સ્વરોનું મિશ્રણ હોય છે. આ ભાગમાં **ગમકનો** પ્રયોગ અધિક કરવામાં આવે છે.

**સ૦—અભોગ એટલે શું.**

જ૦—ગાયન કે રાગનાં **ચોથા ભાગ** ( 4th Part ) ને **અભોગ** કહે છે. આ ભાગમાં ઊપલા અસ્તાઈ, અંતરા તથા સંચારી આ ત્રણે ભાગોનાં સ્વરોનું મિશ્રણ હોય છે.

**ખુલાસો:**—અસ્તાઈ પછી અંતરો ગાવામાં આવે છે, અને ત્યાર પછી પાછું અસ્તાઈ ગાઈને સંચારી તથા અભોગ ગાવામાં આવે છે. ચાલુ વ્યવહારીક

સંગીતમાં ઘણું કરીને હંમેશાં **અસ્તાઈ** તથા **અંતરો** આ બેજ ભાગોનો ઊપયોગ કીધેલો જણાશે. ખાસ કરીને ધ્રૂપદોમાંજ ચારે ભાગોનો ઊપયોગ કીધેલો નજરે પડશે.

---

## આલાપ વર્ણન.

**સ૦—આલાપ** એટલે શું.

જ૦—રાગમાં લેવામાં આવતા સ્વરોનું મિશ્રણ કરી, વાદી સંવાદી વગેરે સ્વરોને વિસ્તારીને તાન પલટાથી તે રાગનુ **સ્વરૂપ** તે રાગનાં નિયમો મુજબ સ્વરોને બદલે **આકારમાં** ( એટલે " આ આ આ આ " કરી ) દરશાવવું તેને **આલાપ** અથવા **રાગ વિસ્તાર** કહે છે. આલાપ કરવામાં ગાયનનાં શબ્દો કે તાલની જરૂર હોતી નથી. ઊત્તમ ગાયકો કોઈ પણ રાગનું ગાયન ગાવાનું સરૂ કરવા આગમચ પ્રથમ તે રાગનું સ્વરૂપ આલાપથી દરશાવે છે, કે જેથી કયો રાગ ગાવામાં આવે છે તે સાંભળનારાઓને તુરત જણાઈ આવે છે. કેટલીક વેળા આલાપ ફક્ત **આકાર**માં કરવાને બદલે ચોક્કસ મુકરર કરેલા શબ્દોમાં પણ કરવામાં આવે છે જેમકે, **તા, ના, ન, રી, રેન, તોં, નોં, નારે, નેનેરી, તનાના, નેતોં નનાં,** વગેરે, વગેરે. આ શબ્દોથી કરેલો આલાપ વધારે સુંદર દેખાય છે, અને એના યોગે ગાયન ગાવું પણ સહેલું થઈ પડે છે.

સ૦—આલાપનાં કેટલા **ભાગો** છે અને તેઓનાં નામ શું.

જ૦—આલાપ કરવા માટે **ચાર** ભાગ મુકરર કરવામાં આવ્યા છે જે દરેકને **સંચાર** કરીને કહે છે.

સ૦—આલાપનાં **પહેલા સંચાર**નું વર્ણન કરો.

જ૦—આલાપ સરૂ કરવા આગમચ **પ્રથમ** ગાયક પોતાનાં ગળાંની તૈયારી મુજબ એક સ્વર કાયમ કરે છે, જે આગળ જણાવી ગયા મુજબ **ગ્રામ સ્વર** કહેવાય છે. એ સ્વરને **મધ્ય સપ્તકનો** ષડજ સ્વર ગણવામાં આવે છે. એ સ્વરને બરાબર કાયમ કીધા પછી ગાયક ધીમે ધીમે આગળ વધી તે રાગના **વાદી સ્વર** સુધી જઈ, પાછું ધીમે ધીમે ઊતરી પોતાના કાયમ કીધેલા **ષડજ સ્વર** ઊપર મુકામ કરે છે. ત્યાર પછી **મંદ્ર સપ્ત**કનાં સ્વરોની જુદી જુદી તાનો લઈ પાછું **ષડજ સ્વર** ઊપર મુકામ કરે છે. આ કૃત્ય આલાપનું પહેલું સંચાર કહેવાય છે.

સ૦—આલાપનાં **બીજા સંચારનું** વર્ણન કરો.

જ૦—કાયમ કીધેલા ષડજ સ્વરથી ધીમે ધીમે આગળ વધી તે રાગનાં **સંવાદી સ્વર** સુધી પહોંચી, પાછું ધીમે ધીમે જુદી જુદી તાનો લઈને ઊતરી ષડજ સ્વર ઊપર મુકામ કરે છે, એ કૃત્ય આલાપનું બીજું સંચાર કહેવાય છે.

**સ૦—આલાપનાં ત્રીજા સંચારનું વર્ણન કરો.**

**જ૦**—રાગનાં **અંતરાના સ્વરો** મુજબ તાર સપ્તકનાં ષડજ સ્વર સુધી જઈ, તે રાગનાં નિયમે જુદી જુદી તાનો લઈ ધીમે ધીમે ઊતરી પ્રથમ કાયમ કીધેલા મધ્ય સપ્તકનાં ષડજ સ્વર ઊપર મુકામ કરે છે, એ કૃત્ય આલાપનું ત્રીજું સંચાર કહેવાય છે.

**સ૦—આલાપનાં ચોથા સંચારનું વર્ણન કરો.**

**જ૦**—તાર સપ્તકનાં ષડજ સ્વરથી પણ ઊંચ્ચા સ્વરોમાં જઈ, જુદી જુદી તાનો લઈ પાછું કાયમ કીધેલા મધ્ય સપ્તકનાં ષડજ સ્વર ઊપર મુકામ કરે છે, એ કૃત્ય આલાપનું આખેરીનું ચોથું સંચાર કહેવાય છે.

**ખુલાસો:**—ઊત્તમ ગાયકો પ્રથમ પહેલા બે સંચારમાંજ આલાપ બહુ કુશળતાથી કરીઆ કરે છે, કારણ રાગની ખરી મોજ **મંદ્ર** અને **મધ્ય** આ બે સ્થાનોમાંજ હોય છે, અને ત્યાર પછીજ ત્રીજા અને ચોથા સંચારમાં પ્રવેશ થાય છે, કારણ **તાર** સપ્તકમાં જવું એ અતનું છે.

**સ૦—આલાપનો સમ એટલે શું.**

**જ૦**—ઊપલા ચારે સંચારોમાં આલાપ કરતાં જ્યારે ગાયક કાયમ કીધેલા ષડજ સ્વર ઊપર આવી મુકામ કરે છે, ત્યારે તાનનો એક નિયમિત નાનો ટુકડો "**સા, ની રે સા**" રાગમાં લેવામાં આવતા સ્વરો મુજબ આખેરીમાં લીએ છે, જેને **આલાપનો સમ** કરીને કહે છે.

**સ૦—આલાપનાં વિશ્રાન્તિ સ્થાનો અથવા અપન્યાસ સ્વરો એટલે શું.**

**જ૦**—રાગોનાં આલાપ કરતી વખતે તાનો લેતાં જેજે સ્વરો ઊપર ગાયકો વિશ્રાન્તિ લીએ છે, એટલે થોભે છે, તે સ્વરો તે રાગનાં **વિશ્રાન્તિ સ્થાનો** અથવા **અપન્યાસ સ્વરો** કહેવાય છે. આગળ શિખી ગયા મુજબ **ન્યાસ સ્વર** આખા ગીત અથવા રાગનાં આલાપનાં અંતમાં હોય છે, જ્યારે આ અપન્યાસ સ્વરો ગીતનાં અથવા રાગ આલાપનાં એક ભાગનાં અંતમાં આવે છે. આ અપન્યાસ સ્વરો દરેક રાગનાં નિયમ મુજબ આગળથી મુકરર કરેલા હોય છે, જેનો પ્રથમ પક્કો અભ્યાસ કરવાની જરૂર છે, કારણ આલાપ કરતાં જો ભલતાજ સ્વરો ઊપર થોભવામાં આવે તો તુરત રાગહાની થવાનો સંભવ રહે છે.

**સ૦—આલાપ કરવાનાં નિયમો શું છે તેનું વર્ણન કરો.**

**જ૦**—આલાપનો વિષય મુળેજ કઠણ છે, જેથી એ વિષે ગમે તેટલા નિયમો પુસ્તકમાં વર્ણવામાં આવે તોપણ તેનો ઊપયોગ **ગુરૂવિના** થઈ શકે તેમ નથીજ.

એ માટે સંગીતનાં ઊંચ્ચા અભ્યાસ તથા ચાલુ કસરતની જરૂર છે. આલાપનાં થોડા નિયમો ટુંકમાં નીચે આપવામાં આવ્યા છે, જે વાંચવાથી નવા અભ્યાસીને એ વિષે થોડી માહિતી મળશે.

( ૧ ) આલાપ સરૂઆતમાં હંમેશાં અતિશય ધીમી ગતિ ( Speed ) થી કરવો અને રફતે રફતે ગતિની ઝડપમાં વધારો કરતા રહેવું.

( ૨ ) કોઈ તાનો ત્રણ સ્વરોની, કોઈ ચાર સ્વરોની, અને કોઈ વળી તેથી પણ ઓછા વધતા સ્વરોની, એમ જુદી જુદી તરેહની લેતા રહેવું, એટલે હરેક વેળા નવી નવી સ્વર રચના અથવા તાનો ઊત્પન્ન કરીઆ જવી, કે જેથી સાંભળનારાઓને કાંઈપણ રીતનો કંટાળો ઊપજે નહીં, તેમજ રાગની અસર તેઓનાં મન પરથી ઊડી જાય નહીં.

( ૩ ) જે જે તાનો લેવામાં આવે તેમાં મધુરતા તો જરૂરીઆત સમાયલી હોવીજ જોઈએ, જે વગર આલાપ કોડીને મુળનો ગણાશે.

( ૪ ) રાગ નિયમો ઊપર, ખસુસ કરીને રાગનાં મુખ્ય અંગ તથા આલાપનાં વિશ્રાન્તિ સ્થાનો પર બહુ ધ્યાન આપવાની જરૂર છે, કારણ આલાપમાં તમો કાંઈ પણ નિયમ પાળો છો એવું સમાજને દેખાવુંજ જોઈએ. બરાબર રાગ નિયમે આલાપ કરવાથી રાગની સર્વ ખુબીઓ સ્પષ્ટ દરશાવી શકાય છે, જેથી સાંભળનારાઓ આનંદ થઈ ગાયકને ઊત્સાહથી વખાણે છે.

( ૫ ) અમુક થાટમાંથી અનેક રાગો ઊત્પન્ન થાય છે, માટે ગાવામાં આવતો રાગ કોઈ એકાદ બીજા રાગમાં ભેળાઈ નહીં જાય તેની બહુ ખબરદારી રાખવાની જરૂર છે. ઘણા કુશળ ગાયકો ગાવામાં આવતા રાગનું રૂપ કાયમ રાખી વચ્ચે વચ્ચે બીજા રાગોની છાયા બહુ કુશળતાથી કોઈ કોઈ વેળા દેખાડે છે, જેથી સાંભળનારાઓને બહુજ મોજ મળે છે. એ ફ્કત મોટા અભ્યાસથીજ થઈ શકે છે અને એવા ગાયકોની તારીફ થાય છે.

**સ૦—રૂપકાલાપ** એટલે શું.

**જ૦—**રૂપક એટલે **ગાયન.** કોઈ પણ રાગનો પ્રથમ આલાપ કરીઆ પછી તે રાગનું એકાદું ગાયન ગાવામાં આવે છે. હવે ગાયન ગાઇ રહી પાછો ગાયનની તાલમાં આલાપ ચાલુ કરવો તેને **રૂપકાલાપ** કરીને કહે છે.

**સ૦—**રૂપકાલાપનાં કેટલા પ્રકાર છે, અને તેઓનાં નામ શું.

**જ૦—**રૂપકાલાપનાં બે પ્રકાર છે, જેઓને **સ્થાયભંજની** તથા **રૂપકભંજની** કરીને કહે છે.

**સ૦—સ્થાયભંજની** એટલે શું.

જ૦—આગળ શિખી ગયા મુજબ ગાયનનાં ચાર અથવા તેથી ઓછા વધતા ભાગો હોય છે, અને તે દરેક ભાગમાં **સમની તાળીની** અમુક જગાઓ મુકરર કરેલી હોય છે. ( સમની તાળી વિષે આગળ ચાલતાં વર્ણન કીધેલું જણાશે). આ જગાઓમાંની કોઈ પણ એક જગા પર, અથવા તો જુદી જુદી વખતે દરેક જગા પર તાલમાં તાન પલટા લઈ આવી પડવું તેને **સ્થાયભંજની** કહે છે.

**સ૦—રૂપકભંજની** એટલે શું.

જ૦—રૂપકભંજની, એટલે ગાયનને ભાંગનારી કે છુટી પાડનારી જે આલાપ તે **રૂપકભંજની** કહેવાય છે. આ આલાપમાં ગાયનનાં દરેક શબ્દ ઊપર તાલમાં તાન પલટા લેવાય છે. એને **બોલતાન** કરીને પણ કહે છે.

**સ૦—આલાપ યોગ્ય રાગ એટલે શું.**

જ૦—જે રાગોનું રૂપ તદ્દન **સ્વતંત્ર** હોય છે તે રાગોમાં આલાપ ઘણો ઊત્તમ રીતે થઈ શકે છે. એવા રાગો **આલાપ યોગ્ય રાગો** કહેવાય છે.

**સ૦**—રાગની છેડ અથવા **જોડકામ** એટલે શું.

જ૦—જ્યારે ગળાંને બદલે એકાદ વાજીંત્રમાં આલાપ કરવામાં આવે છે ત્યારે તેને રાગની છેડ અથવા **જોડકામ** કહે છે, જે **બિન** અથવા **સિતાર** વાજીંત્ર ઊપર બહુ ઊત્તમ રીતે કરી શકાય છે.

**ખુલાસો:**—આ પુસ્તકમાં દરેક રાગનાં વર્ણનમાં તે રાગનો આલાપ બહુજ ટુંકમાં આપવામાં આવ્યો છે. રાગનાં નિયમો મુજબ તે રાગ કેવી રીતે ગવાય છે, તથા તેની સ્વર રચના કેવી તરાહની છે, એટલા અભ્યાસ પુરતોજ તે સમજવો.

## સ્વરનો અભ્યાસ

સંગીતનો શાસ્ત્રીય ભાગ યોગ્ય સ્વર જ્ઞાન થયા શિવાય સમજાતો નથી. ઊત્તમ સ્વર જ્ઞાનની પરીક્ષા એવી છે કે, કોઇએ અમુક સ્વર ગળાંમાંથી કાઢવા કહેતાં તત્કાળ તે ઉચ્ચારવો, તેજ પ્રમાણે "આ કયો સ્વર છે" એવો સવાલ થતાંજ તેને તુરત ઓળખવો. એકવાર એવું સ્વર જ્ઞાન થયું કે પછી સંગીતનો સર્વ માર્ગ સહેલો છે, માટે સંગીતના દરેક અભ્યાસીએ એકાદ કુશળ શિક્ષકની મદદ લઈ પ્રથમ સ્વરોનો પકો અભ્યાસ કરવો. આ અભ્યાસ માટે પ્રથમ હારમોનિયમ વાજીંત્રની મદદ બહુ ઊપ્યોગી થઇ પડશે. જ્યાં સુધી સ્વરોનું જ્ઞાન પકું થાય નહીં ત્યાં સુધી કોઈપણ જાતનાં તાર અથવા તાંતથી વગાડવામાં આવતાં વાજીંત્રોની ભાંજગડમાં બીલકુલ પડવું નહીં.

અતરે સ્વર વર્ણન ખતમ થયું છે. હવે આપણે **કાળ તાલ** વિષે ટુંક વર્ણન કરીએ.

---

## કાળ વર્ણન

**સ૦—કાળ** એટલે શું.

જ૦—ગાયનનો શબ્દ કે સ્વર કોઈ વેળા લંબાવવામાં આવે છે, તો કોઈ વેળા વળી ઝડપથી પણ લેવામાં આવે છે તેને **કાળ** ( Length or Duration of a Note) કહે છે. કાળ વિષેનો વીચાર દરેક તાલમાં મુખ્ય હોવાથી તે તાલનાં જીવરૂપ છે, તેથી **કાળને તાલનો પ્રાણ** ગણવામાં આવે છે.

**સ૦—માત્રા** એટલે શું.

**જ૦—માત્રા** એટલે ગાયનનો **કાળ** ગણવાનું **માપ** અથવા **પ્રમાણ**. કોઈ પણ એક સંખ્યા અથવા અક્ષરને સાધારણ રીતે ( એટલે બહુ ઝડપથી નહીં, તેમજ બહુ ધીમેથી પણ નહીં એવી રીતે ) બોલતાં જેટલો વખત લાગે તેટલો કાળ તે **માત્રા** કહેવાય છે. એ ઊપરથી જણાશે કે કાળની ગણત્રી માત્રાઓથી થાય છે. કુદરતી રીતે એક તંદરોસ્ત માણસની નાડીનાં અથવા એક ઘડીયાલનાં નિયમિત પ્રમાણે પડતા થોકાનાં કાળનું પ્રમાણ એક માત્રા ( Pulse ) સરખું કહેવાય છે, જે સાધારણ રીતે એક **સેકન્ડનું** માપ હોય છે.

**સ૦—કાળો** કેટલા છે અને તેઓનાં નામ શું.

જ૦—ગાયનનાં શબ્દો કે સ્વરો કાંઈ સર્વ એકજ માત્રાના કાળે બોલાતા નથી. ગાયનનો કોઈ શબ્દ કે સ્વર એકથી વધારે માત્રાના કાળ સુધી કોઈક વેળા **લંબાવવો** પડે છે, તો વળી કોઈ વેળા પા, અરધી, પોણી, વગેરે, એકથી ઓછી માત્રાના કાળે **ઝડપથી** બોલી જવો પડે છે. એ માટે ગણત્રી કરી સંગીતનાં વિધ્વાનોએ કેટલાક કાળો મુકરર કરીઆ છે, જેમાંથી ચાલુ વ્યવહારમાં નીચલા આંઠ કાળોનો અધિક ઉપયોગ થાય છેઃ—

( ૧ ) **હંસપદ** ( ૨ ) **દ્વિગુરુ** અથવા **કાકપદ** ( ૩ ) **ગુરુ** ( ૪ ) **લઘુ** ( ૫ ) **દ્રુત** ( ૬ ) **અનાદ્રુત** અથવા **અણુ** ( ૭ ) **ત્રુટિ** તથા ( ૮ ) **કળા.**

સ૦—ઊપલા આંઠ કાળોની માત્રાની સંખ્યાઓ જણાવો.

જ૦—**હંસપદની** ૮, **દ્વિગુરૂની** ૪, **ગુરૂની** ૨, **લઘુની** ૧, **દ્રુતની** $\frac{૧}{૨}$, **અનાદ્રુતની** $\frac{૧}{૪}$, **ત્રુટિની** $\frac{૧}{૮}$ તથા **કળાની** $\frac{૧}{૧૬}$ માત્રા ગણાય છે. આ ઊપરથી જણાશે કે કોઈબી ગાયનનો શબ્દ કે સ્વર સાધારણ રીતે **એક** માત્રાના કાળે બોલ્યે તો તે **લઘુ સ્વર** ( જેમકે સા ), **બે** માત્રાના કાળ સુધી લંબાવ્યે તો તે **ગુરૂ સ્વર** ( જેમકે "સા આ" ), **ચાર** માત્રાના કાળ સુધી લંબાવ્યે તો તે **દ્વિગુરૂ સ્વર** ( જેમકે "સા આ આ આ" ) અને **આંઠ** માત્રાના કાળ સુધી

લંબાવ્યે તો તે **હંસપદ** સ્વર ( જેમકે "સા આ આ આ આ આ આ આ") કહેવાય. ઊપલા દાખલાઓમાં સ્વરની પાસે દરેક માત્રા માટે "**આ**" અક્ષર લખ્યો છે. જેટલા "આ" અક્ષરો લખ્યા છે તેટલી માત્રાના કાળ સુધી **સા** સ્વરને લંબાવીને ઊચ્ચારવાની જરૂર છે. હવે જો **એક માત્રાનાં** કાળે **બે સ્વરો** ઝડપથી બોલવામાં આવે, એટલે ઊપલા દાખલાનો **સા** લઘુ સ્વર બોલતાં જે એક માત્રાનો કાળ લાગે તેટલાજ કાળમાં **બે સા** સ્વરો બોલ્યે, તો તે દરેક **સા** સ્વર **દ્રુત** કહેવાય. એજ નિયમ મુજબ જો **એક માત્રાનાં** કાળે **ચાર** સ્વરો બોલવામાં આવે તો તે દરેક સ્વર **અનાદ્રુત, આંથ** સ્વરો બોલવામાં આવે તો તે દરેક સ્વર **ત્રુટિ, અને સોલ** સ્વરો બોલવામાં આવે તો તે દરેક સ્વર **કળા** કરીને કહેવાય. ઊપલા **આંથ** કાળોનું કોષ્ટક નીચે મુજબ ધ્યાનમાં રાખવું.

## મુખ્ય ૮ કાળોનું કોષ્ટક.

| કાળનાં નામ | અંગ્રેજી નામ | માત્રાની સંખ્યા | નોટેશનમાં લખવાની રીત |
|---|---|---|---|
| **હંસપદ** | **Brave** | ૮ | સા - - - - - - - |
| **દ્વિ ગુરૂ** અથવા કાકપદ | **Semi Brave** | ૪ | સા - - - |
| **ગુરૂ** | **Minim** | ૨ | સા - |
| **લઘુ** | **Crotchet** | ૧ | સા |
| **દ્રુત** | **Quaver** | ૧/૨ | સા સા |
| **અનાદ્રુત** | **Semi Quaver** | ૧/૪ | સા સા સા સા |
| **ત્રુટી** | **Demi Semi Quaver** | ૧/૮ | આ બે કાળોનો ઝાઝો ઊપયોગ થતો નથી. |
| **કળા** | **Semi Demi Semi Quaver** | ૧/૧૬ | |

ઊપલા નકશામાં નોટેશનની – આ નિશાની એક માત્રાનાં લઘુ કાળની સમજવી.

**સ૦**—ઊપલા ૮ કાળોમાં **લઘુ કાળની** બીજા કાળો સાથે **પરસ્પર** કીંમત શું છે તે જણાવો.

**જ૦**—૧ લઘુસ્વર = ૨ દ્રુત સ્વર
,, = ૪ અનાદ્રુત ,,
,, = ૮ ત્રુટી ,,
,, = ૧૬ કળા ,,
,, = $\frac{૧}{૨}$ ગુરૂ ,,
,, = $\frac{૧}{૪}$ દ્વિવ ગુરૂ ,,
,, = $\frac{૧}{૮}$ હંસપદ ,,

ઊપલા **લઘુ** કાળનાં નિયમ મુજબ કોઈપણ એકાદા કાળનાં સ્વરની બીજા કાળોનાં સ્વરો સાથની **પરસ્પર** કીમત કાઢી શકાશે.

**સ૦**—ઊપલા ૮ કાળો ઊપરાંત બીજા કોઈ કાળો છે કે, અને હોય તો તેઓ-નાં નામ, તેઓના માત્રાની સંખ્યા, વગેરે, જણાવો.

**જ૦**—મુખ્ય ૮ કાળો ઊપરાંત બીજા ૫ **વચગાળેનાં** કાળો છે, જેઓનું કોષ્ટક નીચે મુજબ ધ્યાનમાં રાખવું.

## વચગાળેનાં કાળોનું કોષ્ટક.

| કાળોનાં નામ | અંગ્રેજી નામ | માત્રાની સંખ્યા | નોટેશનમાં લખવાની રીત |
|---|---|---|---|
| દીડ દ્વિવ ગુરૂ | **Dotted Semi-Brave** | ૬ | સા – – – – – |
| દીડ ગુરૂ | **Dotted minim** | ૩ | સા – – |
| દીડ લઘુ | **Dotted Crotchet** | ૧$\frac{૧}{૨}$ | સા ,રે (સા સ્વર દોઢ માત્રા લંબાવવાનો છે.) |
| દીડ દ્રુત | **Dotted Quaver** | $\frac{૩}{૪}$ | આ કાળાનો ઝાઝો ઊપ્યોગ થતો નથી. |
| (આ કાળનું નામ નથી.) | | $\frac{૧}{૩}$ | સા સા સા |

ઊપલા કાળોમાં "દ્રીડ" નો અર્થ "દ્રાઢ ઘણું" સમજવો. આ પાંચ વચગાળેનાં કાળોનો ખુલાસો મુખ્ય ૮ કાળો મુજબ સમજવો, જે ફરીને અતરે વર્ણવાની જરૂર નથી.

**ખુલાસો:—કાળ**ની માત્રાઓની સંખ્યા ગણુતી વેળા એક બાબત ખાસ ધ્યાનમાં રાખવી કે અમુક કાળની માત્રાઓની સખ્યા (એક, બે, ત્રણુ, ચાર, વગેરે, સાધારણુ રીતે આપણે જેમ બોલીએ છીએ તે પ્રમાણે) **એકજ ગતિ** (Speed) થી બોલીને ગણવી. જો કોઈ સખ્યા ઊતાવળે અથવા ધીમેથી બોલાઈ **એક ક્ષણુ ભાર (Atom) નો પણુ ફરક પડયો, તો નિયમિત કાળમાં ભુલ થવા પાંમશે.**

**સ૦—માર્ગ** એટલે શું.

**જ૦—માર્ગ**નો સાધારણુ અર્થ "રસ્તો" થાય છે. તાલનો રસ્તો કે માર્ગ એટલે **માત્રાનું** કદ અથવા **પ્રમાણુ** સમજવું.

**સ૦—માર્ગ** કેટલા છે, અને તેઓનાં નામ શું.

**જ૦—માર્ગ** ૪ છે, જેઓને **ધ્રૂવ માર્ગ, ચિત્ર માર્ગ, વાર્તિક માર્ગ** તથા **દક્ષિણુ માર્ગ** કહે છે.

**સ૦—**ઊપલા ચાર માર્ગોનો ખુલાસો કરો.

**જ૦—**કાળોનાં વર્ણનમાં ઊપર જણાવી ગયા મુજબ એક માત્રા (લઘુ સ્વર) નું પ્રમાણુ **એક સેકન્ડ**નું ગણ્યું છે, તેને "**ધ્રૂવ માર્ગ**" કહે છે. હવે જો એક માત્રાનું પ્રમાણુ **બે સેકન્ડ** જેટલું ગણ્યે તો તે "**ચિત્ર માર્ગ,**" **ચાર સેકન્ડ** જેટલું ગણ્યે તો તે "**વાર્તિક માર્ગ,**" અને **આંઠ સેકન્ડ** જેટલું ગણ્યે તો તે "**દક્ષિણુ માર્ગ**" કહેવાય. ઊપલા ચાર માર્ગોમાં તેઓના લઘુ માત્રાનાં પ્રમાણુ મુજબ તેઓનાં બીજા કાળોનું પ્રમાણુ બધાશે. ચાલુ વ્યવહારમાં ફક્ત **ધ્રૂવ** અને **ચિત્ર** આ બે માર્ગોનોજ ઊપ્યોગ કરવામાં આવે છે. માર્ગનો સંબધ સૂક્ષ્મ રીતે **લય**ની સાથે છે, જેનો ખુલાસો આગળ ચાલતાં લય વર્ણનમાં જણાશે.

---

## તાલ વર્ણન

**સ૦—તાલ** એટલે શું.

**જ૦—**અમુક કાળને અંતરે બંન્ને હાથથી નિયમિત રીતે **તાળી** (Stroke) મારવી, અથવા બીજી કોઈ રીતે ટકોરો કે આઘાટ કરવો, તેને **તાલ** (Time of Measurement) કહે છે. તાલમાં ખાસ કરીને **કાળ** કે વખતની ગણુત્રીનો

વીચાર બહુજ કરવામાં આવે છે. સંગીત વિધ્યામાં **તાલ એ પ્રધાન વિષય છે.** કોઈપણ ગાયન અમુક તાલથી બંધાયલું હોઈને કાળથી નિયમિત હોય છે, તે કાળનું માપ તાલથી મપાય છે.

**સ૦—**તાલનાં **અંગો** એટલે શું.

**જ૦—**કોઈ તાલમાં એકજ તાળી, તો કોઈ તાલમાં બે, ત્રણ, કે તેથી વધુ તાળીઓ મારવાની હોય છે. જેટલી તાળીઓ મારવાની હોય છે તેટલાં તે **તાલનાં અંગો** ( Measure ) કહેવાય છે. આ અંગોમાં બધી એક સરખી સંખ્યાની માત્રાઓ હોતી નથી. કોઈ અંગમાં બે માત્રા, તો કોઈમાં ત્રણ, ચાર, કેવાં તેથી વધુ માત્રા પણ હોય છે.

**સ૦—તાળી**નાં કેટલા પ્રકાર છે, અને તેઓનાં નામ શું.

**જ૦—તાળી**નાં બે પ્રકાર છે, જેઓને **સમની તાળી** તથા **સાદી તાળી** કરીને કહે છે.

**સ૦—સમની તાળી** એટલે શું.

**જ૦—**ગાયનનું મુખ્ય વજન ગાયનનાં જે અક્ષર કે સ્વર ઊપર હોય તે અક્ષર કે સ્વર ઊપર જે તાળી મારવામાં આવે તેને **સમની તાળી** ( Particular Strong Accent Stroke ) કહે છે. આ **સમની તાળી** તાલનુ **મુખ્ય અંગ** ગણાય છે, અને આખા તાલનો બહુજ ઊપયોગી ભાગ કહેવાય છે. સંગીતનાં એકાદ જલસામાં તમો જશો તો માલમ પડશે કે, ગાનારા વગાડનારા ગાતાં ગાતાં કે વગાડતાં વગાડતાં જયારે ચોક્કસ જગા પર આવે છે, ત્યારે સંગીતની માહિતીવાળા શ્રોતાઓ ( સાંભળનારાઓ ) કુદરતી રીતે માથું ધુણાવી આનદની લાગણી બતાવી "હાં," "બોત અચ્છે," "કયા બાત હએ," વગેરે, વગેરે, એવા શબ્દો બોલી ગાયક અથવા વાદકને ઊત્સાહથી વખાણે છે, તેજ જગા સમની તાળીની જગા હોય છે. **સમ** એ આખા તાલમાં સૌથી ઊપયોગી અંગ હોવાથી આખા તાલનું ધોરણ એના ઊપરજ રાખવાનો રીવાજ પડી ગયો છે. એને દરેક તાલનું **સરૂઆતનું** અંગ ગણવામાં આવે છે, અને ત્યાર બાદ બીજા અંગો તેની પાછલનાં ગણાય છે. સમની તાળી ઊપરજ સર્વ તાલો તેમજ ગાયનો હંમેશ પુરાં કરવામાં આવે છે.

**સ૦—સાદી તાળી** એટલે શું.

**જ૦—**અમુક તાલમાં સમની તાળી ઊપરાંત બીજી જેટલી તાળીઓ મારવાની હોય છે તે સર્વ સાદી તાળીઓ ( Accent Strokes ) કહેવાય છે.

**સ૦—**તાલની **ખાલી** અથવા **વિષમ** એટલે શું.

**જ૦**—ગાયનનાં જે અક્ષર કે સ્વર ઊપર તાળી નહીં મારતાં બંન્ને હાથ છુટા પાડી જમનો હાથ જમીન તરફ જમની બાજુએ ઝુંકાવવામાં આવે છે, તેને તાલની **ખાલી** ( Medium ) કહે છે. ઊપર જણાવ્યા મુજબ તાળીઓ જેમ તાલનાં અગો ગણાય છે, તેમ ખાલી " **પ્રત્યંગ** " એટલે સામેનું અગ કહેવાય છે. **ખાલી** તાલનાં એકાદ અગનાં પેટામાં આવી જાય છે, પરતુ એના ઊપયોગથી સમનો તાલ સમજાય છે. **સમની તાળી** અને **ખાલી** એ બંન્ને આખા તાલની સામસામી બાજુઓ છે, અને તેની વચમાંની સાદી તાળીઓવાળા તાલ તો માત્ર વચગાળાનાં સાધારણ ભાગો મનાય છે. જેમ તાલ એક અથવા એકથી વધુ તાળીઓનો બનેલો હોય છે, તેમ ખાલી પણ કોઈ તાલમાં એકજ, તો કોઈમાં એકથી વધુ હોય છે, કેવાં કોઈ તાલમાં હોતી પણ નથી ગાયકોને ખાલીવાળાં પ્રત્યંગની મદદ હંમેશ ઘણી કીંમતી હોય છે, કારણ ગાના ગાતાં તાળીઓ માટે ગુચવાડામાં પડે, તો ખાલીવાળું પ્રત્યંગ આવતાંજ તુરત ચેતી જઈ તેની પછીની તાળી તે તાલનાં નિયમ મુજબ કઈ છે તે સમજી જાય છે.

**સ૦**—તાલનુ **આવૃત્ત** એટલે શું.

**જ૦**—તાલમાં જેટલી માત્રા તથા અંગો આવતાં હોય તેનાં એકંદર જથ્થાને તાલનું **આવૃત્ત** અથવા **પીંડ** કરીને કહે છે દાખલા તરીકે " **ત્રિતાલ** " નામે તાલમાં એકદર ૧૬ માત્રા તથા ત્રણ અગો આવે છે, તે ત્રિતાલનુ **આવૃત્ત** કહેવાય છે. ગાયન ગાતાં ગાયનની રચના મુજબ તાલનાં ઘણાં આવૃત્તોનો ઊપયોગ હંમેશ થાય છે.

**ખુલાસોઃ**—સમની તથા સાદી તાળી અને ખાલીનુ ઊપલુ સર્વ વર્ણન નવા અભ્યાસીને ખુલાસાવાર સમજ પડે, તે માટે **ત્રિતાલનો** દાખલો લઇએ. ત્રિતાલનાં એક આવૃત્તમાં **૧૬ માત્રા, ત્રણ તાળી** તથા **એક ખાલી** આવે છે. આ તાલમાં ત્રણ તાળીઓમાંની બીજી તાળી સમનો તાલ ગણાય છે. આગળ જણાવી ગયા મુજબ દરેક તાલનું સરૂઆતનું અંગ સમનાં તાલથી યોજવામાં આવે છે, જેથી **દરેક તાલની પહેલી માત્રા પર હંમેશ સમનો તાલ આવે છે** એ બીના ધ્યાનમાં રાખવી. આ ત્રિતાલમાં **પહેલી માત્રા** પર સમની તાળી, **પાંચમી** અને **તેરમી** માત્રા પર સાદી તાળી, તથા **નવમી** માત્રા પર ખાલી આપવાનું મુકરર કરવામાં આવ્યું છે. આ તાલમાં એકદર ત્રણ તાળીઓ મારવાની હોવાથી એ તાલ **ત્રણ અંગોનો** બનેલો છે, જેમાં પહેલું અંગ ૪ માત્રાનું, બીજું અંગ ૮ માત્રાનું ( આ અગમાં ખાલી એટલે પ્રત્યંગ સમાઇ જાય છે ) તથા ત્રીજું અંગ ૪ માત્રાનું છે, જેનો નકશો નીચે મુજબ છે.

# ત્રિતાલનો નકશો

| + | – | ૦ | – |
|---|---|---|---|
| – – – – | – – – – | – – – – | – – – – |
| ૧ ૨ ૩ ૪ | ૫ ૬ ૭ ૮ | ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧૩ ૧૪ ૧૫ ૧૬ |
| ( પહેલું અંગ ) | ( બીજું અંગ ) | | ( ત્રીજું અંગ ) |

**સુચના:** + આ સમની તાળીની, – આ સાદી તાળીની, તથા ૦ આ ખાલીની નોટેશનની નિશાનીઓ સમજવી, જે નિશાનીઓ ગાયનનાં અક્ષર અથવા સ્વર ઊપર હમેશ પહેલી લાઈનમાંજ લખવામાં આવે છે, જેના આધારે ગાયનનાં ક્યા અક્ષર અથવા સ્વર પર અમુક તાળી અથવા ખાલી આપવાની હોય છે તે તુરત માલમ પડે છે.

ઊપલા ત્રિતાલનાં નકશા મુજબ બીજી સર્વે તાલો માટે સમજવુ.

એક બીના ખાસ ધ્યાનમાં રાખવી કે સર્વે તાલોની માત્રાઓ હમેશ **લઘુ કાળની** માત્રાનાં હીસાબેજ યોજવામાં આવે છે, તે નિયમ મુજબ ઊપલા ત્રિતાલનાં નકશામાં ૧૬ લઘુ માત્રાઓ લખવામાં આવી છે. એ ઊપરથી એમ નહીં સમજવુ કે ગાવા વગાડવામાં ત્રિતાલમાં હંમેશ એજ પ્રમાણે ૧૬ લઘુ માત્રાઓજ આવવી જોઈએ. કોઈ માત્રા **દ્રુત કાળની,** તો કોઈ **ગુરૂ કાળની,** વગેરે કોઈ પણ **કાળની આવે,** પરંતુ **એ સર્વેનો એકંદર સરવાળો ૧૬ લઘુ માત્રાનાં કાળ જેટલોજ થવો જોઈએ એમ સમજવું.** તેજ પ્રમાણે દરેક અંગ કે પ્રત્યંગમાં જેટલી માત્રાઓ મુકરર કરેલી હોય તેટલાજ કાળમાં તે અંગ કે પ્રત્યગ પુરૂ થવું જોઈએ, પછી તે અંગ કે પ્રત્યગમાં **ગમે તે કાળની** માત્રાઓનો ઊપયોગ કરવામાં આવે, **જેનો એકંદર સરવાળો તે અંગ કે પ્રત્યંગની મુકરર કરેલી માત્રાઓની સંખ્યા જેટલોજ થવો જોઈએ.** નવા અભ્યાસીને આ બાબત વધારે ખુલાસેવાર સમજ પડે તે માટે **ત્રિતાલમાં** શુદ્ધ સ્વરોની એક નોટેશન નીચે આપવામાં આવી છે.

| + | – | ૦ | – |
|---|---|---|---|
| સા – – – | રે – – – | ગ – – – | મ – – – |
| સા – રે – | ગ – મ – | સા રે ગ મ | સારે ગમ પધ નીસાં |
| સાં – – – | ની – – – | ધ – – – | પ – – – |
| સાં – ની – | ધ – પ – | સાં ની ધ પ | સાંની ધપ મગ રેસા |

ઊપલી નોટેશનમાં જોશો તો માલમ પડશે કે તેમાં લઘુ, ગુરૂ, દ્વિ ગુરૂ તથા દ્રુત કાળનાં સ્વરોનો ઊપ્યોગ કરવામાં આવ્યો છે, પરંતુ એ તાલનાં દરેક અંગ તથા પ્રત્યંગનાં જુદા જુદા કાળનાં સ્વરોની માત્રાનો એકંદર સરવાળો ૪ લઘુ માત્રા જેટલોજ જણાશે; તેજ મુજબ તાલની દરેક આવૃત્તમાનાં જુદા જુદા કાળનાં સ્વરોનો એકંદર સરવાળો ૧૬ લઘુ માત્રા જેટલોજ થશે. એજ નિયમ કોઇપણ તાલ માટે સમજવો.

**સુચના**—આ પુસ્તકની નોટેશનમાં તાલનું દરેક આવૃત્ત એકેક લાઇનમાંજ લખવામાં આવ્યું છે. આ ઊપરથી જણાશે કે ઊપલી સરગમમાં ત્રિતાલનાં ચાર આવૃત્તોનો ઊપ્યોગ કરવામાં આવ્યો છે. જ્યાં તાલની માત્રાની સંખ્યા બહુ થોડી હશે, ત્યાં એક લાઇનમાં **બબે આવૃત્ત** લખવામાં આવ્યાં છે, અને તે બંન્નેની વચમાં || આવી બે ઊભા કાપા ( Double Bar ) ની નિશાની રાખવામાં આવી છે, કે જેથી તાલનું આવૃત્ત ક્યાં પુરૂં થાય છે તે જણાઈ આવે. લાઇનની આખેરીએ કાંઈ પણ નિશાની રાખવાની જરૂર જોઈ નથી. તાળી તથા ખાલીની જે નિશાનીઓ પહેલી લાઇનમાં લખવામાં આવી હોય તેજ નિશાનીઓ અનુક્રમે નોટેશનની બાકીની સર્વે લાઈનો માટે સમજવી. આગળ ચાલતાં આ નિશાનીઓનો ઊપ્યોગ દરેક નોટેશનમાં કીધેલો જણાશે, **જે વગર કોઈપણ નોટેશન હોઈ શકેજ નહીં**, માટે એ નિશાનીઓ ખુબ ધ્યાનમાં રાખવી, નહીં તો બરાબર તાલમાં ગાવા વગાડવા ગુચવાડો ઊભો થશે.

**સ૦**—તાલની **જાતિ** એટલે શું અને તેનો ખુલાસો કરો.

**જ૦**—તાલનાં **પહેલાં** (એટલે સમની તાળીનાં) **અંગમાં** જેટલી માત્રાઓ આવતી હોય તે પરથી **તાલની જાતિ** મુકરર કરવામાં આવે છે. એ દરેક જાતિનું નામ નીચે મુજબ છેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | માત્રા આવતી | હોય તો | તિસ્ર | જાતિ |
| ૪ અથવા ૮ | ,, | ,, | ચતુસ્ર | ,, |
| ૫ | ,, | ,, | ખંડ | ,, |
| ૬ | ,, | ,, | દિવ્ય સંકીર્ણ | ,, |
| ૭ | ,, | ,, | મિશ્ર | ,, |
| ૯ | ,, | ,, | સંકીર્ણ | ,, |

**એક** અથવા **બે** માત્રાની જાતિ કલ્પેલી નથી, માટે જે તાલનાં પહેલાં અંગમાં એક અથવા બે માત્રા આવતી હોય, તો તે તાલમાં તેનાં **બીજા અંગની** માત્રાની સંખ્યા મુજબ જાતિ મુકરર કરવામાં આવે છે. એક બીના ખાસ ધ્યાનમાં રાખવી કે અંગની અંદર પ્રત્યંગ પણ સમાઈ જાય છે.

**સ૦—લય** એટલે શું.

**જ૦**—ગાયનનાં કાળની ગતિને **લય** ( Degrees of Speed ) કહે છે. એટલે જે ગતિથી એકાદું ગાયન ગાવા બજાવવામાં આવે તે ગાયનની **લય** કહેવાય છે.

**સ૦—લય** કેટલી જાતની છે અને તેઓનાં નામ શું.

**જ૦**—ચાલુ વ્યવહારમાં મુખ્ય ત્રણ લયોનો ઉપયોગ થાય છે, જેઓને **મધ્ય લય, વિલંબિત લય** તથા **દ્રુત લય** કરીને કહે છે.

**સ૦—મધ્ય લય** એટલે શું.

**જ૦**—એક ગાયન સાધારણ રીતે, એટલે ઘણું ઝડપથી નહીં તેમજ ઘણુ ધીમે પણ નહીં એવી રીતે, ગાવા બજાવવામાં આવે તો તે ગાયનની **મધ્ય લય** કહેવાય છે. મધ્ય લયની માત્રાનું પ્રમાણ હમેશ **એક લઘુનું** યોજાય છે. આગળ શિખી ગયા મુજબ આ **દ્રુવ માર્ગ** કહેવાય છે.

**સ૦—વિલંબિત લય** એટલે શું.

**જ૦**—મધ્ય લયથી બમનું ધીમુ ગાવું બજાવવુ તે **વિલંબિત લય** અથવા **ઠાહ** કહેવાય છે. આ લયની માત્રાનુ પ્રમાણ મધ્ય લયનાં **ગુરૂનું** યોજાય છે. આ **ચિત્ર માર્ગ** કહેવાય છે.

**સ૦—દ્રુત લય** એટલે શું.

**જ૦**—મધ્ય લયથી બમનું ઝડપે ગાવું બજાવવું તે **દ્રુત લય** કહેવાય છે. દ્રુત લયની માત્રાનુ પ્રમાણ મધ્ય લયનાં **દ્રુતનું** યોજાય છે.

**ખુલાસો:**—આ ઉપરથી જણાશે કે જે તાલની જેવી લય હોય તે પ્રમાણે તેની માત્રાનાં કાળનું પ્રમાણ ગણાય છે. મધ્ય લયની માત્રાનું પ્રમાણ **એક લઘુનું**, વિલંબિત લયની માત્રાનુ પ્રમાણ મધ્ય લયની માત્રાનાં પ્રમાણની નજરે જોતાં એક ગુરૂનુ, એટલે **બે લઘુનું**, તથા દ્રુત લયની માત્રાનુ પ્રમાણ મધ્ય લયની માત્રાનાં પ્રમાણની નજરે જોતાં એક દ્રુતનુ, એટલે **અરધા લઘુનું** યોજાય છે. એક બીના ખાસ ધ્યાનમાં રાખવી કે વિલબિત લયની માત્રાનું પ્રમાણ મધ્ય લયની નજરે જોતાં જો કે એક ગુરૂનુ છે, તોપણ વિલંબિત લયની નજરે જોતાં તો તે વિલબિત લયનાં લઘુનુંજ કહેવાશે. તેજ પ્રમાણે દ્રુત લયની માત્રાનું પ્રમાણ પણ દ્રુત લયની નજરે જોતાં તો તે દ્રુત લયનાં લઘુનુંજ કહેવાશે.

**સ૦**—ઉપલી મુખ્ય ત્રણ લયો ઉપરાંત બીજી કાંઈ લયો હોય તો તેઓનાં નામ દેવો.

જ૦—ઊપલી ત્રણ મુખ્ય લયો ઊપરાંત બીજી બે મિશ્ર લયો છે, જેઓને **મધ્ય વિલંબિત** તથા **મધ્ય દ્રુત** કરીને કહે છે.

**સ૦—મધ્ય વિલંબિત લય એટલે શું.**

જ૦—જ્યારે મધ્ય લયથી **દોઢઘણું ધીમું** ગાવા બજાવવામાં આવે, ત્યારે તે **મધ્ય વિલંબિત** લય કહેવાય છે. આ લયની માત્રાનું પ્રમાણ મધ્ય લયનાં **દીઢ** લઘુનું યોજાય છે.

**સ૦—મધ્ય દ્રુત લય એટલે શું.**

જ૦—જ્યારે મધ્ય લયથી **દોઢ ઘણું** ઝડપે ગાવા બજાવવામાં આવે ત્યારે **તે મધ્ય દ્રુત લય** કહેવાય છે. આ લયની માત્રાનું પ્રમાણ મધ્ય લયનાં **દીઢ દ્રુતનું** યોજાય છે.

**ખુલાસો:**—ગાયનો ઘણું કરીને ઊપલી લયોમાંથી એકાદી લયે ગાવા વગાડવામાં આવે છે. કોઈ કોઈ વેળા ગાયનો ગાતાં વચ્ચે વચ્ચે લયની ગતિની ઝડપમાં વધારો પણ કરવામાં આવે છે, જેને **આડ, દુગન, તીગન** તથા **ચોગન** કરીને કહે છે. જે ગતિથી ગાયન સરૂ કરવામાં આવ્યું હોય તે ગતિથી દોઢ ઘણું ઝડપે ગાવા બજાવવામાં આવે તો તે **આડ**, બમણું ઝડપે હોય તો તે **દુગન**, ત્રણ ઘણું ઝડપે હોય તો તે **તીગન**, તથા ચાર ઘણું ઝડપે હોય તો તે **ચોગન** કહેવાય છે. જે ગાયનોની ગતિની ઝડપમાં ઊપર મુજબ વધારો કરવામાં આવે છે, તે ગાયનો ઘણું કરીને **વિલંબિત લયથીજ** સરૂ કીધેલાં જણાશે.

**સુચના**—લયનાં અભ્યાસ માટે Metronome or Measure Regulator નામે યંત્રનો હંમેશ ઊપયોગ કરવો સલાહકારક છે. જેમ અંગ્રેજી સંગીતમાં જુદી જુદી લયો ઓળખવા માટે નોટેશનને મથાળે **Largo, Andante, Moderato**, વગેરે નામો લખવામાં આવે છે, તેજ પ્રમાણે આપણા સંગીતમાં પણ ગાયનની નોટેશનને મથાળે જે લયમાં તે ગાયન ગાવા વગાડવાનું હોય તે લયનું **નામ** લખવામાં આવે છે. **મધ્ય લયનો** ચાલુ ઊપયોગ થતો હોવાથી એ લયનું નામ ગાયનની નોટેશનને મથાળે આ પુસ્તકમાં લખવામાં આવ્યું નથી, માટે જે નોટેશનને મથાળે લયનું નામ લખ્યું ન હોય ત્યાં **મધ્ય લયથીજ** ગાવા વગાડવાનું છે એમ સમજવું.

**સ૦—લયનો રાગ સાથે શું સંબંધ છે તેનો ખુલાસો કરો.**

જ૦—રાગોનાં ગાયનો તેઓને અનુકૂળ થતીજ લયે ગાવાથી તેઓનું સ્વરૂપ સ્પષ્ટ દરશાવી શકાય છે; જેમકે જે રાગો અતિ ગંભીર તથા ધ્રુપદની પદ્ધતિવાળા હોય છે, તે વિલંબિત લયથીજ ગવાય છે. જે રાગો સાધારણ ગંભીર, એટલે ખ્યા-

લની પદ્ધતિવાળા હોય છે, તે રાગોનાં ગાયનો ઘણું કરીને મધ્ય લયથી ગવાય છે. ઠુમરીની પદ્ધતિવાળાં ગાયનો મધ્ય દ્રુતની મિશ્ર લયે, તથા ચંચલ તથા હાસ્યરસ પ્રકૃતિનાં ગાયનો ઘણું કરીને દ્રુત લયેજ ગવાય છે. આ ઉપરથી જણાશે કે રાગો ગાવામાં લય પણ એક કીંમતી ભાગ ભજવે છે, જેનાં યોગે રાગ તેનાં ખરાં રૂપમાં પ્રદર્શિત થાય છે.

સ૦—તાલ પ્રસ્તાર એટલે શું.

જ૦—આગળ શિખી ગયા મુજબ સ્વરોની જુદી જુદી રચના, વગેરેથી જેમ અનેક રાગો ઉત્પન્ન થયા છે, તેમ માત્રાની સંખ્યા, તાળી તથા ખાલીની જુદી જુદી રચનાથી અનેક તાલો ઉત્પન્ન કરવામાં આવ્યા છે, જેઓમાંથી જે તાલોનો હાલ વ્યવહારમાં ઉપયોગ થાય છે, તેઓનું કોષ્ટક નીચે આપવામાં આવ્યું છે. એ તાલો કેટકેટલી માત્રાઓની બનેલી છે, કઈ કઈ માત્રા પર તાળી તથા ખાલી આપવાની છે, તેઓની જાતિ શું છે, એટલે એ તાલોનું એકંદર સ્વરૂપ કેવું છે, તે સર્વ આ કોષ્ટક પરથી વિગતવાર જણાશે.

---

## તાલોનું કોષ્ટક ( Various Species of Time ).

| તાલનું નામ | જાતિ | માત્રાની સંખ્યા | આવૃત્તનું સ્વરૂપ | ખુલાસો |
|---|---|---|---|---|
| કેરવો | ચતુસ્ર | ૪ | + ०<br>૧ ૨ \| ૩ ૪ | લાવણી તાલને દ્રુત લયે લેવાથી આ તાલ થાય છે. |
| રૂપક | તીસ્ર | ૫ | + –<br>૧ ૨ \| ૩ ૪ ૫ | |
| દાદરો | દિવ્ય સંકીર્ણ | ૬ | + ०<br>૧ ૨ ૩ \| ૪ ૫ ૬ | |
| દાદરો (યતિ લગ્ન) | ચતુસ્ર | ૬ | + – ०<br>૧ ૨ \| ૩ ૪ \| ૫ ૬ | |
| જલદ દાદરો | તીસ્ર | ૩ | +<br>૧ ૨ ૩ | દાદરાની તાલને દ્રુત લયે લેવાથી આ તાલ થાય છે. |
| ખેમતો | દિવ્ય સંકીર્ણ | ૬ | +<br>૧ ૨ ૩ ૪ ૫ ૬ | |
| તેવરો | તીસ્ર | ૭ | + – –<br>૧ ૨ ૩ \| ૪ ૫ \| ૬ ૭ | |
| અર્ધ આડ ચૌતાલ | | ૭ | + – – –<br>૧ \| ૨ ૩ \| ૪ ૫ \| ૬ ૭ | |

| તાલનું નામ | જાતિ | માત્રાની સંખ્યા | આવૃત્તનું સ્વરૂપ | ખુલાસો |
|---|---|---|---|---|
| પશ્તો ( ગઝલ ) | તીસ્ર | ૭<br>અથવા<br>૫ | ૦ (સમ) – – –<br>૧ ૨ ૩ \| ૪ ૫ \| ૬ \| ૭<br>૦ – –<br>૧ ૨ \| ૩ \| ૪ ૫ | આ તાલમાં ખાલી ઊપર સમ આપવાનો પુરાતની નિયમ છે. |
| લાવણી ( કવ્વાલી ) | ચતુસ્ર | ૮ | + – ૦ –<br>૧ ૨ \| ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ | |
| નકેરો | ” | ૮ | + ૦<br>૧ ૨ ૩ ૪ \| ૫ ૬ ૭ ૮ | |
| સમતાલ | ” | ૯ | + – –<br>૧ ૨ ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ ૯ | |
| ઝપતાલ | ખંડ | ૧૦ | + – ૦ –<br>૧ ૨ \| ૩ ૪ ૫ \| ૬ ૭ \| ૮ ૯ ૧૦ | |
| સૂલફાક | ચતુસ્ર | ૧૦ | + ૦ – – ૦<br>૧ ૨ \| ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ \| ૯ ૧૦ | |
| જગપાલ | ખંડ | ૧૧ | + – – –<br>૧ ૨ ૩ ૪ ૫ \| ૬ ૭ \| ૮ ૯ \| ૧૦ ૧૧ | |
| હીંચ | દિવ્ય સંકીર્ણ | ૧૨ | + ૦<br>૧ ૨ ૩ ૪ ૫ ૬ \| ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | |
| એકતાલ | ” | ૧૨ | +<br>૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ | |
| ચૌતાલ ( ધ્રુપદ ) | ચતુસ્ર | ૧૨ | + ૦ – ૦ – –<br>૧ ૨ \| ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ \| ૯ ૧૦ \| ૧૧ ૧૨ | |

| | | | | |
|---|---|---|---|---|
| એકકો | ચતુસ્ત્ર | ૧૨ | + ० − ० − −<br>૧ ૨ \| ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ \| ૯ ૧૦ \| ૧૧ ૧૨ | આ તાલ ચૌતાલની માફકજ છે. ચૌતાલનાં ગાયનોની રચનાં ધ્રૃપદની ઉંચા પ્રકારની હોય છે, જ્યારે આ તાલનાં ગાયનો સાધારણ ઢંગનાં હોય છે. ગાયનની ગતિ (લય)નાં બંધારણ પરથી આ બંન્ને તાલો વચ્ચે તફાવત રાખવામાં આવ્યો છે. આ તાલને કેટલાકો "એક તાલ" કરીને પણ ઓળખે છે. |
| સંમુખતરા | ,, | ૧૩ | + − − −<br>૧ ૨ ૩ ૪ \| ૫ ૬ ૭ ૮ \| ૯ ૧૦ ૧૧ \| ૧૨ ૧૩ | |
| ફ્રેરોદસ્ત | ,, | ૧૩ | + − − − −<br>૧ ૨ \| ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ ૯ \| ૧૦ ૧૧ ૧૨ ૧૩ | |
| આડ ચૌતાલ | ,, | ૧૪ | + − − −<br>૧ ૨ \| ૩ ૪ ૫ ૬ \| ૭ ૮ ૯ ૧૦ \| ૧૧ ૧૨ ૧૩ ૧૪ | આ તાલને દ્રુત લયે લેવાથી અર્ધ આડ ચૌતાલ થાય છે, જેનું વર્ણન આગળ આપી જવામાં આવ્યું છે. |

| તાલનું નામ | જાતિ | માત્રાની સંખ્યા | આવૃત્તનું સ્વરૂપ | ખુલાસો |
|---|---|---|---|---|
| **દીપચંદી ( હોરી )** | તીસ્ત્ર | ૧૪ | + − ० −<br>૧ ૨ ૩ \| ૪ ૫ ૬ ૭ \| ૮ ૯ ૧૦ \| ૧૧ ૧૨ ૧૩ ૧૪ | |
| **ઝુમરો** | „ | ૧૪ | + − ० −<br>૧ ૨ ૩ \| ૪ ૫ ૬ ૭ \| ૮ ૯ ૧૦ \| ૧૧ ૧૨ ૧૩ ૧૪ | આ તાલ **દીપચંદી** માફકજ છે. ફક્ત ગાયનની ગતિનાં બંધારણ પરથી બંન્ને તાલો વચ્ચે તફાવત રાખવામાં આવ્યો છે. |
| **ધમાર** | ખંડ | ૧૪ | + − −<br>૧ ૨ ૩ ૪ ૫ \| ૬ ૭ ૮ ૯ ૧૦ \| ૧૧ ૧૨ ૧૩ ૧૪ | |
| **જ્યઝંપા** | ચતુસ્ત્ર | ૧૫ | + ० − − −<br>૧ ૨ ૩ ૪ \| ૫ ૬ ૭ ૮ \| ૯ ૧૦ \| ૧૧ ૧૨ \| ૧૩ ૧૪ ૧૫ | |
| **ત્રિતાલ (મુળતાલ)** | „ | ૧૬ | + − ० −<br>૧ ૨ ૩ ૪ \| ૫ ૬ ૭ ૮ \| ૯ ૧૦ ૧૧ ૧૨ \| ૧૩ ૧૪ ૧૫ ૧૬ | |
| **જલદ ત્રિતાલ** | „ | ૮ | + − ० −<br>૧ ૨ \| ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ | **ત્રિતાલને દ્રુત લયે લેવાથી આ તાલ થાય છે. આ તાલ લાવણી** માફક છે. ગાયનની ગતિનાં બંધારણ પરથી બન્ને તાલો વચ્ચે તફાવત છે. |

| | | | | |
|---|---|---|---|---|
| પંજાબી, તિલવાડો ખ્યાલ, ટપ્પા તથા અદ્દો | ,, | ૧૬ | + – ૦ –<br>૧ ૨ ૩ ૪ \| ૫ ૬ ૭ ૮ \| ૯ ૧૦ ૧૧ ૧૨ \| ૧૩ ૧૪ ૧૫ ૧૬ | આ પાંચ તાલો ત્રિતાલનાંજ જુદા જુદા પ્રકારો છે. ગાયનની ગતિનાં બંધારણ પરથી એ સર્વ તાલો ત્રિતાલનાં જુદાં જુદાં સ્વરૂપો ગણાય છે. |
| પ્રતાપશેખર | દિવ્ય સંકીર્ણ | ૧૭ | + – – –<br>૧ ૨ ૩ ૪ ૫ ૬ \| ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ \| ૧૩ ૧૪ \| ૧૫ ૧૬ ૧૭ | |
| ખટ તાલ ( છક્કો ) | ચતુસ્ત્ર | ૧૮ | + – – – – –<br>૧ ૨ ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ ૯ ૧૦ \| ૧૧ ૧૨ \| ૧૩ ૧૪ \| ૧૫ ૧૬ ૧૭ ૧૮ | |
| ત્રિખંડવજ | ખંડ | ૧૯ | + – – – –<br>૧ ૨ ૩ ૪ ૫ \| ૬ ૭ ૮ ૯ ૧૦ \| ૧૧ ૧૨ \| ૧૩ ૧૪ \| ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ | |
| ગણેશ | ચતુસ્ત્ર | ૨૦ | + – – – – – – – –<br>૧ ૨ ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ \| ૯ ૧૦ ૧૧ ૧૨ \| ૧૩ ૧૪ ૧૫ ૧૬ \| ૧૭ \| ૧૮ \| ૧૯ \| ૨૦ | |
| લક્ષ્મી | ,, | ૨૧ | + – – – – – –<br>૧ ૨ ૩ ૪ \| ૫ ૬ ૭ ૮ \| ૯ ૧૦ ૧૧ ૧૨ \| ૧૩ ૧૪ ૧૫ ૧૬ \| ૧૭ \| ૧૮ ૧૯ \| ૨૦ ૨૧ | |
| બ્રહ્મ | ,, | ૨૮ | + ૦ – – ૦ – –<br>૧ ૨ \| ૩ ૪ \| ૫ ૬ \| ૭ ૮ \| ૯ ૧૦ \| ૧૧ ૧૨ \| ૧૩ ૧૪ \|<br>– ૦ – – – – ૦<br>૧૫ ૧૬ \| ૧૭ ૧૮ \| ૧૯ ૨૦ \| ૨૧ ૨૨ \| ૨૩ ૨૪ \| ૨૫ ૨૬ \| ૨૭ ૨૮ | |

**ખુલાસો:**—ઉપરલાં કોષ્ટક પરથી જણાશે કે એક આવૃત્તમાં ૨૮ માત્રા સુધીની તાલોનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રાચીન સંગીતનાં ગ્રંથોમાં લગભગ ૬૨ માત્રા સુધીની તાલોનાં વર્ણન આપવામાં આવ્યાં છે, પરંતુ એ સર્વ તાલોનો ઉપયોગ હાલ ઝાઝો કરવામાં આવતો નથી, બલ્કે તેમાની કેટલીક તાલો તો હાલ પ્રસીદ્ધ પણ નથી. ઉપલાં કોષ્ટકમાં સુમારે ૩૮ તાલોનું વર્ણન કરવામાં આવ્યુ છે, પરંતુ ચાલુ વ્યવહારીક સંગીતમાં તો એટલી તાલોનો પણ ઉપયોગ થતો નજરે પડશે નહી. એ તાલોમાં **ત્રિતાલ** અને **ચૌતાલ** આ બેજ તાલોની કીંમત ગવૈયાઓમાં બહુજ ગણાય છે. આ તાલો ડગલેને પગલે વાપરેલી નજરે પડશે. સરૂઆતથીજ આ બે તાલોનો અભ્યાસ અતિશય કરવામાં આવે છે, કારણ આ બે તાલો સારી રીતે આવડયા પછીજ બીજા તાલો શિખવા સહેલા પડે છે

**સ૦**—તાલની **પ્રકૃતિ** એટલે શું.

**જ૦**—આગળ જણાવી ગયા મુજબ જેમ રાગોની પ્રકૃતિ ગંભીર, શોકાતુર, ચંચલ, હાસ્યરસ, વગેરે, સ્વભાવથી ગણાય છે, તેમ તાલોનાં સંબંધમાં પણ છે. **ચૌતાલ, ધમાર, સૂલફાક, તેવરો** તથા **ઝબ તાલ** અતિ ગંભીર પ્રકૃતિને અનુકૂળ છે, જેથી ગંભીર તેમજ ધ્રુપદની પ્રકૃતિનાં ગાયનો એજ તાલોમાં રચવામાં આવે છે. **આડ ચૌતાલ, એકકો, ખ્યાલ, પંજાબી** તથા **ઝુમરો** સાધારણ ગંભીર પ્રકૃતિને વધારે અનુકૂળ છે, જેથી **ખ્યાલનાં** વર્ગનાં ગાયનો ઘણું કરીને આ તાલોમાંજ યોજાય છે. **ટપ્પાનાં** ગાયનો માટે **તિલવાડો** તથા **ટપ્પો** આ બે તાલો વધારે અનુકૂળ છે. ક્ષુદ્ર પ્રકૃતિનાં ગાયનો માટે **ત્રિતાલ, દીપચંદી, પશ્તો** તથા **લાવણી** આ તાલો ઘણા અનુકૂળ છે, જેથી **ઠુમરી** અને **કવ્વાલી** વર્ગનાં ગાયનો આ તાલોમાંજ ઘણું કરીને રચાય છે. ચંચલ તથા હાસ્યરસ પ્રકૃતિનાં ગાયનો માટે **દાદરો, કેરવો, ખેમટો, નકટો,** વગેરે તાલો વધારે અનુકૂળ છે. આ ઉપરથી જણાશે કે રાગોનાં ગાયનો રાગની પ્રકૃતિને અનુકૂળ થતીજ તાલમાં રચીને આગળ જણાવી ગયા મુજબ રાગની પ્રકૃતિને અનુકૂળ થતીજ લયમાં ગાવાથીજ સંગીત પોતાનું ખરૂં રૂપ પ્રદર્શિત કરી શકે છે.

**સ૦**—**બેતાલું** એટલે શું.

**જ૦**—ગાતાં વગાડતાં ગાયક કે વાદક તાલની બહાર નીકળી જાય, **અથવા** સમની તાળીની જગ્યા ચુકી જાય, ત્યારે તે **બેતાલું** થયલું કહેવાય છે.

**સ૦**—**તાલ વાદન** એટલે શું.

**જ૦**—ઉપર જણાવી ગયા મુજબ કોઈપણ તાલ અમુક અમુક માત્રાઓના મેળથી બને છે, તે માત્રાઓની ગણત્રી **મૃદંગ, તબલા,** વગેરે, લય વાજીંત્રોમાં કરી બતાવવી તેનું નામ **તાલ વાદન** કહેવાય છે.

**સ૦—તાલનો ઠેકો એટલે શું.**

જ૦—તાલમાં આવતી દરેક માત્રાને બદલે લય વાદ્યોમાં જે મુકરર કરેલા **બોલો** વગાડવામાં આવે છે, તેને તાલનો ઠેકો કહે છે. દાખલા તરીકે **ત્રિતાલની** ૧૬ માત્રા છે, જે વગાડવા માટે નીચે મુજબ બોલો મુકરર કરવામાં આવ્યા છેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| | + | – | ૦ | – |
| (માત્રા) | ૧ ૨ ૩ ૪ | ૫ ૬ ૭ ૮ | ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧૩ ૧૪ ૧૫ ૧૬ |
| (બોલો) | ના ધી ધ્ધી ના | ના ધી ધ્ધી ના | ના તી ત્તી ના | ના ધી ધ્ધી ના |

સર્વ તાલોની માત્રાઓ વગાડવા માટે ઊપર મુજબ જુદી જુદી જાતનાં બોલો મુકરર કરેલા હોય છે.

**સ૦—મુખડો એટલે શું.**

જ૦—કોઈ પણ તાલનો ઠેકો વગાડવો સરૂ કરવા આગમજ પ્રથમ કેટલાક બોલો વગાડી **સમના** તાલ ઊપર આવી પડવા માટે જે બોલોનો ટુકડો વગાડવામાં આવે છે, તેને **મુખડો** કહે છે. દાખલા તરીકે **ત્રિતાલનાં મુખડાના બોલો** નીચે મુજબ છેઃ—

૦      –      +

ત ત્તુ ના કીડ । નગ ધીર કીટ ટક । ધા

ઊપર મુજબ ઘણી તરેહનાં **મુખડાના** બોલો સર્વ તાલો માટે મુકરર કરેલા હોય છે.

**સ૦—તોડો એટલે શું.**

જ૦—જેમ ઠેકો સરૂ કરવા આગમજ સમની તાલ ઊપર આવી પડવ **મુખડાના** બોલો વગાડવામાં આવે છે, તેમ ઠેકો પુરો થતાં સમના તાલ પર આવી પડવા માટે જે બોલોનો ટુકડો વગાડવામાં આવે છે, તેને **તોડો** અથવા **મોહરો** કહે છે. દાખલા તરીકે **ત્રિતાલનાં તોડાના બોલો** નીચે મુજબ છેઃ—

૦      –      +

તીરી કીટ ધા તીરી । કીટ ધા તીરી કીટ । ધા

ઊપર મુજબ સર્વ તાલો માટે **તોડાના બોલો** ઘણી તરેહના મુકરર કરેલા હોય છે.

**ખુલાસોઃ**—રાગ વિદ્યા શિખનારા અભ્યાસીઓ માટે **તાલ વાદનની** ઊપલી માહિતી તદન પુરતી છે. તાલ વાદનનાં અભ્યાસ માટે અનેક પુસ્તકો રચાયલાં છે, માટે એ કળા શિખવા ઇચ્છનારાઓએ એવાં એકાદાં સારાં પુસ્તકનો ઊપયોગ કરવો. એ કળા કાંઈ ફકત ચોપડીનાં વર્ણનો વાંચ્યાથી શિખી શકાય તેવી

નથી, પરંતુ એ માટે એકાદ કુશળ શિક્ષકની મદદની જરૂર છે. તાલનો અભ્યાસ કરવા માટે રાગ વિદ્યા શિખનારા અભ્યાસીઓને તાલ વાદનનાં બોલો, વગેરેની ભાંજગડમાં ઊતરવાની કાંઈ પણ જરૂર નથી. તેઓએ તાલનો અભ્યાસ નીચે મુજબ કરવો.

## તાલનો અભ્યાસ

પ્રથમ તાલમાં મુકરર કરેલી માત્રાની સંખ્યા એક, બે, ત્રણ, ચાર, વગેરે મોઢેથી બોલીને તાલનો અભ્યાસ સરૂ કરવો. એ અભ્યાસ કરતી વખતે નીચલી ત્રણ બાબતો પર ખાસ ધ્યાન આપવું:—

( ૧ ) અમુક કાળની મુકરર કરેલી માત્રાઓ મોઢેથી બોલતી વખતે જે સંખ્યા બોલવામાં આવે તે સંખ્યા સરખી રીતે **એકજ ગતિથી** ઊચ્ચારવાની બહુ સંભાળ રાખવી.

( ૨ ) જે જે માત્રા પર **તાળી** તથા **ખાલી** આપવાનું મુકરર કરીઊં હોય તે માત્રાની સંખ્યા **ઊચ્ચારતાં બરોબરજ તાળી** અથવા **ખાલી** ઝટ દઈને આપવી. જો એમાં હેરફેર થઈ એક ક્ષણભાર પણ ફરક પડયો, તો કાળમાં ભુલ થઈ બેતાલું થયલું કહેવાશે.

( ૩ ) જે માત્રા પર **સમની તાળી** આપવાની મુકરર કરેલી હોય તેજ માત્રા પર હમેશ **સમની તાળી** આવવીજ જોઈએ, અને એમાં પણ ભુલ થતાં બેતાલું થયલું કહેવાશે.

### સ્વર તથા કાળ તાલનો અભ્યાસ

નોટેશનમાં લખેલા સ્વરો, અને તે સ્વરોનો જે **કાળ** હોય તે કાળ મુજબ સ્વરો લંબાવી કે ટુંકાવી એકાદ વાજીંત્રની મદદથી બરાબર **તાલ સુરમાં** ગાઈ વગાડી શકો એટલી શક્તિ પ્રાપ્ત થાય તો, તમો સંગીતનાં અરધા માર્ગનો પાર પામ્યા એમ સમજવુ. સ્વર તથા કાળતાલનાં અભ્યાસ માટે ત્રિતાલમાં અલંકારોની એક ટુંક સરગમ નીચે આપવામાં આવી છે, જેનો એકાદ કુશળ શિક્ષકની મદદ લઈ પ્રથમ પકો અભ્યાસ કરવો. એ અભ્યાસથી આગળ ચાલતાં રાગોનાં સ્વરૂપો તથા ગાયનો નોટેશન પરથી બરાબર તાલસુરમાં ગાવા વગાડવા ઘણું સહેલું થઈ પડશે.

---

## સરગમ—ત્રિતાલ

\+        –        ०        –

સા – – – । સા – રે – । સા – રે ગ । સા રે ગ મ

સા રે ગમ પ । સારે ગમ પ ધ । સારે ગમ પધ ની । સારે ગમ પધ નીસાં

સાં – – – । સાં – ની – । સાં – ની ધ । સાં ની ધ પ

સાં ની ધપ મ । સાંની ધપ મ ગ । સાંની ધપ મગ રે । સાંની ધપ મગ રેસા

સારેગમ રે ગ મ । રેગમપ ગ મ પ । ગમપધ મ પ ધ । મપધની પધ ની સાં

સાંનીધપ ની ધ પ । નીધપમ ધ પ મ । ધપમગ પ મ ગ । પમગરે મગ રે સા

કાળ તાલ વિષે રાગ વિદ્યા શિખનારા દરેક અભ્યાસીએ જેટલું જાણવું અવશ્યનું છે, તે સર્વ બહુજ ટુંકમાં ઊપર સમજાવી જવામાં આવ્યું છે, જેના અભ્યાસથી આ વિષયનાં શાસ્ત્રિય નિયમોનું જ્ઞાન સહેલાઇથી પ્રાપ્ત થશે. ખુબ ધ્યાનમાં રાખવું કે તાલ એ સંગીતનો પ્રધાન વિષય છે, અને એ જ્ઞાન વગર બીલકુલ ચાલે તેમ નથીજ, માટે એનો પ્રથમ પક્કો અભ્યાસ કરવાની અતિશય જરૂર છે.

---

## મીજલસમાં ગાયકે કેવી રીતે વર્તવું.

મીજલસમાં ગાનાર હંમેશ મુખ્ય હોય છે. એને ગવૈયો કરીને વ્યવહારમાં ઓળખવામાં આવે છે. ગવૈયાની પાછલ વાજીંત્રો વગાડનારાઓ બેસે છે, જેઓને સાઝીંદા કહે છે. ગવૈયો પોતાના હાથમાં તંબુરો નામે વાજીંત્ર લઈ ગાય છે, અથવા કેટલીક વેળા તેની પાસેનો કોઈ મદદનીશ તે વગાડે છે, અને ગવૈયો છુટો રહી ગાય છે. તબલચી ( તબલો વગાડનાર ) ગવૈયાની ડાબી તરફ તેની બાજુમાં સામો બેસે છે, અને સારંગી અથવા દીલરૂબા વગાડનારો તેની જમણી તરફ બેસે છે. જો હારમોનિયમ હોય તો તે સ્વર આપવા માટે ગવૈયાની પાછલ રાખવામાં આવે છે. આ પ્રમાણે સર્વ વ્યવસ્થામાં ગોઠવાયા પછી સૌ પોત પોતાનાં વાજીંત્રો જે સ્વર ગવૈયાનાં કંઠને માફક હોય તે સ્વરને મધ્ય સપ્તકનો ષડજ સ્વર ગણી મેળવી લીએ છે. આ પ્રમાણે સર્વ વાજીંત્રો એક સ્વરમાં એક રસ મળી ગયાં કે પછી ગાનાર શાંત ચિત્તથી ગાવાનું સરૂ કરે છે. ગવૈયાએ ગાવાનું સરૂ કરવા આગમજ પ્રથમ સમાજ તરફ જોઈ લેવું કે એ લોકો કયા વર્ગનાં છે, તથા તેમને કેવી

ફીસમનું ગાનું પસંદ પડશે, કારણ ગવૈયાનું કામ કાંઈ પોતાનાં મનને રીઝવવાનું નથી, પરંતુ સમાજનાં દીલને આનંદ આપવાનું છે. સરૂઆતમાં આલાપ સાથે એકુ બે શાસ્ત્રિય ગીતો ગાવાં, પછી એકુ બે સાધારણ લોકપ્રિય ગીતો ગાવાં, એમ હેરફેરથી ગાતાં રહેવું. ગાતી વખતે ઊત્તમ સ્વર, આલાપ, રાગ સ્વરૂપ, ગીતનાં શબ્દોનો અર્થ, અને તે અર્થને અનુકૂળ થતા હાવ ભાવ, વગેરે, બહુ ખુબીથી પ્રકટાવતા રહેવાની જરૂર છે. મીજલસમાં ગાવા આવવા પહેલાં નીદાંન છ કલાક અગાઊથી થોડો અને હલકો ખોરાક ખાવો. બહુ ઠંડું પાણી પીવું નહીં, અને ગાવાનું સરૂ કરવા આગમજ કાફી અથવા ચાહનું એક કપ પીવું.

## ગાયકનાં ગુણો

(૧) ગાયનનાં શબ્દો હંમેશ શુદ્ધ બોલવા.

(૨) અભયપણે એટલે ધાસ્તી રાખ્યા વગર ગાવું.

(૩) સ્થિર ચિત્ત રાખીને ગાવું.

(૪) ગાતાં હાંફવું નહીં, તેમજ દમને તોડવો નહીં.

(૫) સાફ સુરીલા અવાજે મધુર રીતે ગાવું.

(૬) રસ વિનાનું કઠોર બરાડો મારી ગાવું નહીં.

(૭) મંદ્ર સપ્તકનાં સ્વરો ગળામાંથી ખેંચી તાણીને કાઢવા નહીં, તેમજ તાર સપ્તકનાં સ્વરો પર ચીંચવાંવું નહીં, કારણ તેમ થતાં ગાયનમાં રક્તિગુણ કમી થવાનો સંભવ રહેશે.

(૮) નાંખમાંથી ગુંગણું અવાજે ગાવું નહીં, તેમજ કપાળ, મોં અને ગળાંની નસો ફુલાવીને ગાવું નહીં.

(૯) ગાતી વખતે ગાયનનાં શબ્દોને પ્રસંગોપાત હાવભાવથી ગાવું, અને ભલતા ભલતા ચેષ્ટાથી દૂર રહેવું.

(૧૦) દરેક રાગ તેના ધર્મ કર્મથી, એટલે બરાબર તેના નિયમો મુજબ ગાવો.

(૧૧) આલાપ કરતી વખતે દરેક વેળા જુદી જુદી તરાહની મધુર તાનો લઈ રાગ વિસ્તાર કરતા રહેવું, જેમ ન થતાં સમાજને કંટાળો ઊપજશે.

(૧૨) ગાવામાં આવતા રાગનું મુખ્ય અંગ સ્પષ્ટ દેખાડતા રહેવાની સંભાળ રાખવી.

(૧૩) બરાબર તાલસુરમાં ગાવાની બહુ ખબરદારી રાખવી.

(૧૪) તાલનો સમ હમેશ દેખાડતા રહેવું.

(૧૫) સમયસુચક, એટલે જેવા સાંભળનારાઓ હોય તેવુંજ ગાવું.

( ૧૬ ) કોઈપણ પ્રકારનાં દુવ્યસનથી હંમેશ દુર રહેવું.

( ૧૭ ) ખાધ ખોરાકીમાં ખતાસ, તીખાસ તથા કોઈપણ જાતનાં નિશાથી પહરેજ રહેવું, અને ઠંડું બરફનું પીનું બનતાં તુલીક લેવું નહીં.

સંગીત મોહિનીરૂપ ગણાય છે તેમાં જરા પણ શક નથી. યોગ્ય રસભાવ, ભાષા અને રાગ, વગેરે, સાધનોથી ઊત્તમ ગાયક સાંભળનારાઓનાં મન પર ઇષ્ટ પરિણામ નીપજાવી શકે છે.

સ્વર તથા કાળતાલનું વર્ણન અતરે પુરૂં થયલું સમજવું. હવે પછી ૧૨ થાટો અને એ થાટોમાંથી ઊત્પન્ન થતા ચાલુ વ્યવહારમાં વપરાતા સર્વે રાગોનાં નિયમોનું વર્ણન, રાગોનાં ટુંક આલાપ તથા નોટેશનમાં દરેક રાગનું એકેક સ્વરૂપ તથા ગાયન આપવામાં આવ્યુ છે, જેના અભ્યાસથી દરેક રાગ તેના નિયમો મુજબ કેમ ગાઈ વગાડી શકાય છે, તે સહેલાઈથી સમજ પડશે. આ પ્રમાણે ક્રમે ક્રમે અભ્યાસ કરવાથીજ સંગીત જેવી મહાન ઇશ્વરી વિદ્યાનું જ્ઞાન સહેલાઈથી મેળવી શકાશે. સંગીત વિદ્યા માટે એટલું સામાન્ય જ્ઞાન સર્વ જનસમાજને માટે પુરતું છે. એથી વિશેષ જ્ઞાન તો જેને એ વિદ્યામાં શાસ્ત્રી ( Professor ) થવું હોય તેનેજ જોઈએ.

## સંગીત લેખન પદ્ધતિ ( Notation ).

રાગોનાં સ્વરૂપો તથા ગાયનો નોટેશન પરથી બરાબર તાલ સુરમાં ગાવા વગાડવા માટે **સ્વરો, કાળ તાલ, ગમકો,** વગેરે, ઓળખવા માટે આ પુસ્તકમાં જે જે નિશાનીઓનો ઊપયોગ કરવામાં આવ્યો છે, તે એક સ્થળે અતરે આપવામાં આવી છે, જે બરાબર ધ્યાનમાં રાખવી, નહીં તો આગળ ચાલતાં રાગનાં સ્વરૂપો તથા ગાયનો ગાવા વગાડવાં મુશ્કેળ થઈ પડશે. રાગ વિદ્યા શિખનારા અભ્યાસાઓને ગુંચવાડો ન થાય તે માટે આ પુસ્તકમાં તેઓનાં અભ્યાસ પુરતીજ થોડી અને જલદી યાદ રહી જાય તેવી સાદી નિશાનીઓનો ઊપયોગ કરવામાં આવ્યો છે, જોકે ઊત્તમ સંગીત માટે તો એ નિશાનીઓ અપુર્ણજ ગણાય.

## સ્વરની નિશાનીઓ.

**શુદ્ધ સ્વરો:** સા રે ગ મ પ ધ ની

**કોમલ સ્વરો:** રે ગ ધ ની (underlined)

**તીવ્ર સ્વર:** મં

**મંદ્ર સપ્તકનાં સ્વરો :** સા રે ગ મ પ ધ ની (with dots below)

મધ્ય સપ્તકનાં સ્વરો : સા રે ગ મ પ ધ ની

તાર „ : સાં રેં ગં મં પં ધં નીં

કોમલ તીવ્ર સ્વરો માટે પણ ઊપલોજ નિયમ સમજવો.

## કાળ તાલનો નિશાનીઓ.

લઘુ કાળ ( એક માત્રા ) : —

આ નિશાની ગાયનનાં શબ્દ તથા સ્વરની પાછલ લખવામાં આવે છે. જેટલી નિશાનીઓ લખી હોય તેટલી માત્રાઓ સુધી ગાયનનો શબ્દ તથા સ્વર લંબાવવો.

એક માત્રાની વિશ્રાન્તિ ( Rest ) : T

આ નિશાની પણ ઊપલી એક માત્રાની નિશાની માફક ગાયનનાં શબ્દ તથા સ્વરની પાછલ લખવામાં આવે છે. જેટલી નિશાનીઓ લખી હોય તેટલી માત્રાઓ સુધી ગાયનનો શબ્દ તથા સ્વર ન લંબાવતાં થોભી જવું.

લઘુ કાળનો સ્વર લખવાની રીતઃ સા

દ્રુત કાળનાં સ્વરો „ : સાસા

અનાદ્રુત „ „ : સાસાસાસા

$\frac{1}{3}$ માત્રાનાં „ „ સાસાસા

ઊપર મુજબ એક માત્રાના કાળે જેટલા સ્વરો લેવાના હોય તે સર્વ સ્વરોની નીચે ◡ આ નિશાની કરવામાં આવે છે. જો એ સ્વરોમાં એકાદો સ્વર કમી હોય તો ત્યાં તેની જગ્યાએ , આ નિશાની કરવામાં આવે છે. દાખલા તરીકે ઊપલા સા સા આ બે દ્રુત સ્વરોમાં એક સા લેવાનો નથી, તેવી વખતે ,સા અથવા સા, આ પ્રમાણે જે સા સ્વર લેવાનો નથી તેની જગ્યાએ , આ નિશાની કરી લખવામાં આવે છે. એજ નિયમ અનાદ્રુત, વગેરે, સ્વરો માટે પણ સમજવો.

જુદા જુદા કાળોનાં ઊપલા દાખલાઓમાં સા સ્વર લીધો છે. એજ નિયમ સર્વ સ્વરો માટે સમજવો.

**સમની તાળી: + , સાદી તાળી: − , તથા ખાલી: ०**

તાલની ઊપલી ત્રણ નિશાનીઓ ગાયનનાં મુકરર કરેલા શબ્દ કે સ્વર ઊપર નોટેશનની ફક્ત પહેલી લાઈનમાંજ લખવામાં આવે છે. એજ નિશાનીઓ અનુક્રમે નોટેશનની સર્વ લાઈનોનાં તાળી તથા ખાલીનાં ગાળાઓ માટે સમજવી.

। ( Single Bar ) : જ્યાં તાળી તથા ખાલીની માત્રાઓનો ગાળો પુરો થાય છે, ત્યાં એ નિશાની લખવામાં આવે છે.

જ્યાં તાળી તથા ખાલીની માત્રાનાં ગાળાની સરૂઆતમાં × અથવા ×| આ નિશાની લખી હોય, ત્યાંથી ગાયનનો **અંતરો** સરૂ થાય છે એમ સમજવું.

‖ ( Double Bar ) : જ્યાં તાલનું આવૃત્ત પુરૂં થાય છે, ત્યાં આ નિશાની લખવામાં આવે છે. જ્યારે નોટેશનની એકજ લાઈનમાં તાલનાં એકથી વધુ આવૃત્તો આવે છે, ત્યારેજ એ નિશાની લખવામાં આવે છે. જ્યાં નોટેશનની એકજ લાઈનમાં તાલનું એક આવૃત્ત આવે છે, ત્યાં એ નિશાની લખવામાં આવતી નથી.

—— આ નિશાની ગાયનનાં જે શબ્દો કે સ્વરો ઊપર લખવામાં આવી હોય તે શબ્દો કે સ્વરો તેઓના કાળ મુજબ ઝડપથી સાથે ગાવા વગાડવા. તંતુ વાદ્યોમાં એકજ બાજુએ ગજ ( Bow ) ખેંચી વગાડવા.

## ગમકની નિશાનીઓ

**આંદોલન:** ~ આ નિશાની ગાયનનો જે શબ્દ અથવા સ્વર કંપાવવાનો હશે તે શબ્દ અથવા સ્વર ઊપર કરવામાં આવે છે, જેમકે ધ.

**મીંડ :** ⌒ આ નિશાની જે ગાયનનાં શબ્દો અથવા સ્વરો મીંડમાં લેવાનાં હશે તેઓ ઊપર કરવામાં આવે છે, જેમકે પ ગ.

**ઘસીટ :** ⌐¬ આ નિશાની જે ગાયનનાં શબ્દો અથવા સ્વરો ઘસીટથી લેવાનાં હશે તેઓ ઊપર કરવામાં આવે છે. જેમકે સા સાં.

## પરચુટણ નિશાનીઓ

નોટેશનની આખેરીએ જ્યાં R. 1, 2, 3, વગેરે સંખ્યા લખી હોય ત્યાં નોટેશનની પહેલી, બીજી, ત્રીજી, વગેરે લાઇનો અનુક્રમે પાછી ગાવી વગાડવી. R એટલે Repeat.

જ્યાં નોટેશનની તાળી તથા ખાળીનાં ગાળાઓ બે વાર ગાવા વગાડવાનાં હશે, ત્યાં |: તથા :| આ મુજબ નિશાનીઓ લખેલી જણાશે. દાખલા તરીકે ત્રિતાલમાં એક સરગમ લઇએ.

| + | – | ० | – |
|---|---|---|---|
| સા રે ગ – | રે ગ મ – |: | ગ મ પ – | | મ પ ધ – |
| પ ધ ની – | ધ ની સાં – :| | સાં ની ધ પ | | મ ગ રે સા |

એવી વખતે નીચે મુજબ ગાવું વગાડવું:—

| + | – | ૦ | – |
|---|---|---|---|
| સા રે ગ – | રે ગ મ – | ગ મ પ – | મ પ ધ – |
| પ ધ ની – | ધ ની સાં – | ગ મ પ – | મ પ ધ – |
| પ ધ ની – | ધ ની સાં – | સાં ની ધ પ | મ ગ રે સા |

રાગ વિસ્તાર ( આલાપ ) માં જે સ્વરની પછવાડે , આ કોમા હોય ત્યાં સહેજ થોભવું, જ્યાં ; આ સેમી કોલન હોય ત્યાં વધુ વખત થોભવું, કારણ જે સ્વર પછવાડે એ નિશાની હોય છે, તે સ્વર આલાપનું **વિશ્રાન્તિ સ્થાન** છે, અને જ્યાં . આ ફુલ પોઈન્ટની નિશાની હોય ત્યાં તાનનો ટુકડો પુરો થયલો સમજવો.

ગાયનનાં એક શબ્દ માટે જ્યાં એકથી વધુ સ્વરોનો ઉપયોગ કરવામાં આવે, ત્યાં તે શબ્દનો હ્રસ્વ અથવા દીર્ઘ સ્વર, જેવાકે અ, આ, ઇ, ઊ, વગેરે, તે સ્વરો ઊપર લખવામાં આવે છે.

* આ નિશાની ગાયનનાં જે શબ્દ કે સ્વર ઊપર લખી હોય તે શબ્દ કે સ્વર મરજી મુજબ લંબાવવો. ગાયનોની શેરો ( સાખીઓ ) ની નોટેશનમાં આ નિશાનીનો ઉપયોગ થાય છે.

(સા) જ્યાં એકાદો સ્વર આ પ્રમાણે કાઊંસમાં લખ્યો હોય, ત્યાં તેની ઊપરનો સ્વર પહેલાં લઈ કાઊંસનો સ્વર લેવો; અને પછી નીચેનો સ્વર લઈ પાછો કાઊંસનો સ્વર લેવો. એ મુજબ ચાર સ્વરો રાગમાં લાગતા સ્વરો પ્રમાણે એક માત્રાનાં કાળે ઝડપથી લેવા, જેમકે (સા) એટલે "રેસાનીસા", (રે) એટલે "ગરેસારે"

એ પ્રમાણે કોઈ પણ સ્વર માટે સમજવું.

આ પુસ્તકની નોટેશન માટે ઊપલી સર્વે નિશાનીઓ પુરતી સમજવી.

હવે આપણે પ્રથમ યમન થાટ અને એ થાટમાંથી ઊત્પન્ન થતા ચાલુ વ્યવહારમાં વપરાતા ૧૪ રાગોનું વર્ણન કરીએ.

---

## યમન થાટનું વર્ણન

( ૧ ) આ થાટ " સા રે ગ મં પ ધ ની " આ સાત સ્વરોનો બનેલો છે, એટલે એમાં **મધ્યમ સ્વર તીવ્ર** તથા બાકીના સર્વે સ્વરો **શુદ્ધ** આવે છે.

( ૨ ) પ્રાચીન સંગીતનાં ગ્રંથોમાં આ થાટને " કલ્યાણ થાટ " કહેલો છે, પરંતુ આ થાટનો આશ્રય રાગ " યમન " હોવાથી એને ચાલુ વ્યવહારમાં " યમન થાટ " કરીને પણ ઓળખવામાં આવે છે.

( ૩ ) **આ થાટમાંથી અનેક** રાગો ઊત્પન્ન થયેલા છે, જે રાગોમાંથી નીચલા ૧૪ રાગોનો ચાલુ વ્યવહારમાં અધિક ઊપયોગ કરવામાં આવે છેઃ—

(૧) **યમન** (૨) ભુપ અથવા **ભોપાલી** (૩) શુદ્ધ કલ્યાણ (૪) જેત કલ્યાણ (૫) હિંડોલ (૬) માલશ્રિ (૭) કેદારા (૮) કામોદ (૯) છાયા નટ (૧૦) ગૌડ સારંગ (૧૧) હમિર (૧૨) શ્યામ (૧૩) મલુહા તથા (૧૪) યમની.

( ૪ ) સવલતાને ખાતર ઊપલા ૧૪ રાગોને ત્રણ વર્ગોમાં વહેંચી નાખવામાં આવ્યા છે, જે નીચે મુજબ છેઃ—

**પહેલો વર્ગઃ**—જે રાગોમાં **તીવ્ર મધ્યમ** લેવામાં આવે છે તે રાગો, જેવા કે **યમન, હિંડોલ તથા માલશ્રિ.**

**બીજો વર્ગઃ**—જે રાગોમાં **તીવ્ર મધ્યમ** સ્વર બીલકુલ લેવામાં આવતો નથી, અથવા તો **તીવ્ર મધ્યમ** સ્વર ફકત **અવરોહીમાંજ** થોડો લેવામાં આવે તે રાગો, જેવાકે **ભુપ, શુદ્ધ કલ્યાણ** તથા **જેત કલ્યાણ.**

**ત્રીજો વર્ગઃ**—જે રાગોમાં **તીવ્ર મધ્યમ** સ્વર ઊપરાંત **શુદ્ધ મધ્યમ** સ્વર પણ લેવામાં આવે છે તે રાગો, જેવાકે **કેદારા, કામોદ, છાયાનટ, ગૌડ સારંગ, હમિર, શ્યામ, મલુહા** તથા **યમની.**

( ૫ ) આ ઊપરથી જણાશે કે આ થાટનાં કેટલાક રાગોમાં તીવ્ર મધ્યમ સાથે શુદ્ધ મધ્યમ સ્વર પણ લેનારા રાગો નાંખી ગાયકોને **બિલાવલ થાટમાં,** કે જે થાટમાં **શુદ્ધ મધ્યમ** સ્વર લેવામાં આવે છે, તેમાં પ્રવેશ કરવાનો યુક્તિથી ઈસારો કરવામાં આવ્યો છે. આ બંન્ને મધ્યમ લેનારા રાગો પ્રાચીન ગ્રંથોનાં નિયમ મુજબ ખરૂં જોતાં તો **શંકરાભરણ** એટલે **બીલાવલ** થાટનાંજ છે, પરંતુ એ રાગોમાં હાલ **તીવ્ર મધ્યમ** સ્વરનો પણ ચાલુ ઊપયોગ કરવામાં આવતો હોવાથી, તેમજ રાતનાં પહેલા પ્રહરે ગાવામાં આવતા હોવાથી તેઓનું વર્ણન આ થાટમાંજ આપવાનું અનુકૂળ વીચારીઊં છે, જેથી શિખવા શિખવવા સવલ થઈ પડે.

( ૬ ) આ થાટનાં બહુતેક રાગો **પુર્વાંગ વાદી** છે, અને રાતનાં **પહેલા પ્રહરે,** એટલે રાતની શરૂઆતમાંજ ગવાય છે.

( ૭ ) આગળ જણાવી ગયલા રાગ સમયનાં નિયમ મુજબ રાતે ગવાતા રાગોમાં **તીવ્ર મધ્યમ** સ્વરનું, અને દીવસે ગવાતા રાગોમાં **શુધ્ધ મધ્યમ** સ્વરનું પ્રબળ્ય ઘણું કરીને નજરે પડશે.

---

## (૧) યમન રાગનું વર્ણન.

જાતિ—સંપુર્ણ
અંગીક સ્વરો—**સા રે ગ મં પ ધ ની**
આંગતુક સ્વર—**મ**
વાદી સંવાદી સ્વરો—**ગ અને ની** ( પુર્વાંગવાદી )
પ્રકૃતિ—**ગંભીર**
ગાવાનો સમય—રાતની શરૂઆતમાં.

## વિશેષ માહિતી.

( ૧ ) આ રાગ આ થાટનો **આશ્રય** રાગ છે. એમાં સર્વ સ્વરો **આરોહી અવરોહીમાં** સરળ રીતે લેવામાં આવે છે, જેમકે " સા રે ગ મં પ ધ ની સાં; સાં ની ધ પ મં ગ રે સા." એનું રૂપ તદ્દન સ્વતંત્ર હોવાથી એમાં આલાપ ઘણો ઊત્તમ રીતે થઈ શકે છે, જેથી એને **આલાપ યોગ્ય રાગ** ગણવામાં આવે છે.

( ૨ ) આ રાગ **કલ્યાણ** રાગનો એક પ્રકાર હોવાથી એને **" યમન કલ્યાણ "** કરીને પણ ઓળખવામાં આવે છે. કેટલાકોનું વળી કહેવું એમ છે જે, આ રાગ જ્યારે ફકત **તીવ્ર મધ્યમ** લઈને ગાવામાં આવે ત્યારે એને **"યમન"** કહેવો, અને જ્યારે એનો આંગતુક સ્વર **શુદ્ધ મધ્યમ** પણ લગાડીને ગાવામાં આવે ત્યારે એને **" યમન કલ્યાણ "** કહેવો. આ મતભેદ ખાલી ધ્યાનમાં રાખવો. વ્યવહારમાં **" યમન "** અને **" યમન કલ્યાણ "** એ બંન્ને એકજ સમજવું વધારે અનુકૂળ છે.

( ૩ ) આ રાગમાં કોઈ કોઈ વેળા **શુધ્ધ મધ્યમ** સ્વરનો ઊપ્યોગ એક **આગંતુક સ્વર** ( Ornamental Note ) દાખલ કરવામાં આવે છે. આગળ આગંતુક સ્વરનાં વર્ણનમાં જણાવી ગયા મુજબ આ **શુધ્ધ મધ્યમ** સ્વરનો ઊપ્યોગ આ રાગમાં નિયમિત ઠેકાણે તેનાં નિયમિત પ્રમાણમાં રાગની મધુરતામાં વધારો કરવા માટેજ અવરોહીમાં કરવામાં આવે છે, જેમકે " સાં ની ધ પ મં ગ મ ગ રે સા ". ઊપલા સ્વરોનાં ટુકડા પરથી જણાશે કે **શુધ્ધ મધ્યમ** સ્વર અવરોહીમાં **ગંધાર** સ્વરની સાથે વિંટલાયલો એક બંદીવાન જેવો લેવામાં આવ્યો છે, એજ નિયમ મુજબ એ સ્વર આ રાગમાં હંમેશ લેવો. જો **" પ મ ગ "** આ પ્રમાણે **શુધ્ધ મધ્યમ** સ્વર અવરોહીમાં **સરળ રીતે** લેવામાં આવશે, તો તુરત રાગહાની થશે એ ધ્યાનમાં રાખવું. બીજું ધ્યાનમાં એ રાખવું કે આ **શુધ્ધ મધ્યમ** સ્વર આ રાગમાં **આરોહી**ની સ્વર રચનામાં કદી પણ લઈ શકાયજ નહીં. **શુધ્ધ મધ્યમ** સ્વર આ રાગનો એક આગંતુક સ્વર હોવાથી એ સ્વર લીધા વગર પણ

આ રાગનું રૂપ સ્પષ્ટ દરશાવી શકાય છે, કારણુ આગંતુક સ્વરોનો ઉપયોગ ફક્ત રાગની શોભા તથા મધુરતામાં વધારો કરવા માટેજ હંમેશ કરવામાં આવે છે. આ બીના ખાસ ધ્યાનમાં રાખવી, કારણુ ફરી ફરીને આ પુસ્તકમાં હવે પછી એ વિષે લખવામાં આવશે નહીં.

( ૪ ) આ રાગમાં **ગંધાર સ્વર** વાદી, તેમજ **ગ્રહ** અને **ન્યાસ** સ્વર મનાય છે. એ સ્વરનું પ્રબળ્ય આ રાગમાં સૌથી અધિક જણાશે. **પંચમ** તથા **નિષાદ** સ્વરોનું પણ પ્રબળ્ય નજરે પડશે, પરતુ **ગંધાર** સ્વર કરતાં ઓછું છે.

( ૫ ) આ રાગમાં " ની સા રે ગ મં પ " આ પ્રમાણે સ્વરોની જલદ તાનો લેતાં અડચણુ પડતી હોવાથી " ની રે ગ મં પ " આ પ્રમાણે **ષડજ સ્વર** છોડી દઇને સ્વર રચના કીધેલી જણાશે. આ સ્વર રચના **સાંજે** તથા **રાતે** ગવાતા રાગોમાં જ્યાં ત્યાં નજરે પડશે, જ્યારે **સવારે** ગવાતા રાગોમાં **રિષભ** સ્વર છોડી દઇને, તથા તીવ્ર મધ્યમને બદલે **શુદ્ધ મધ્યમ** સ્વર લઇને સ્વર રચના કીધેલી જણાશે, જેમકે " ની સા ગ મ પ ". એ ઉપરથી જણાશે કે **સવારે** ગવાતા રાગોમાં **રિષભ** સ્વર આરોહીમાં દુર્બળ હોય છે, તથા **તીવ્ર મધ્યમ** સ્વરને બદલે **શુદ્ધ મધ્યમ** સ્વરનુ પ્રબળ્ય હોય છે. સવારે ગવાતા રાગોનો અભ્યાસ કરતી વખતે એ વિષે સંપુર્ણ ખુલાસો થશે.

( ૬ ) આ રાગમાં અવરોહીમાં કોઈ વેળા **નિષાદ** તથા **તીવ્ર મધ્યમ** સ્વરોની સંગતી નજરે પડશે, જે સંગતીથી આ રાગ બહુ સુખદાયક લાગે છે, જેમકે " સાં ની ધ પ મં ગ રે; ની મં ગ રે, ગ રે સા".

( ૭ ) "ગ રે સા, ની રે, ગ રે સા" આ સ્વરોનો ટુકડો આ રાગમાં અતિ મહત્વનો છે, જે આ રાગનો એક **રાગવાચક ભાગ** ગણાય છે. આ સ્વરો કાને પડતાંજ આ રાગ તુરત ઓળખાઈ આવે છે, માટે એ સ્વરોનો ટુકડો બહુ ધ્યાનમાં રાખવો.

( ૮ ) આ રાગનાં **અંતરાની** શરૂઆત " ગ ગ, પ ધ પ, સાં, સાં, " આ મુજબ બહુધા કીધેલી નજરે પડશે. અતરાની શરૂઆત હંમેશ એજ મુજબ કરવી જોઈએ એવો કાંઈ કડક નિયમ નથી, પરંતુ એનો અર્થ એટલોજ સમજવો કે સાધારણુ રીતે એજ સ્વરો અંતરાની શરૂઆતમાં મોટે ભાગે જણાશે. એ સ્વરોથી પણ આ રાગની પારખ થાય છે. આગળ ચાલતાં એવું જણાશે કે કલ્યાણ રાગનાં **એકજ તીવ્ર મધ્યમ** લેનારા કેટલાક પ્રકારોનાં અંતરાની શરૂઆત ઉપર મુજબજ કીધેલી દેખાશે, જે કાને પડતાંજ તે ગાવામાં આવતો રાગ કલ્યાણનો એકાદો પ્રકાર છે, એમ તુરત ઓળખાઈ આવે છે.

(૯) આ રાગની પ્રકૃતિ ગંભીર હોવાથી એમાં ઈશ્વર સ્તુતિ, રાજ્ય ભક્તિ, ધર્મ, વગેરે, વગેરે, એવા મહાન વિષયોનાં ઊંચ પ્રતિનાં ધ્રુપદો, ખ્યાલો, વગેરે ગાવાનો ચાલ છે.

(૧૦) આ રાગ અતિ લોકપ્રિય છે. રાતની શરૂઆતમાં ગાયનોનાં જલસાઓ આ રાગથીજ આરંભ કીધેલા ઘણું કરીને જણાશે.

(૧૧) આ રાગનું ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**ની રે, ગ રે સા, ની રે સા; ની રે ગ મં પ; ધ પ મં ગ, રે ગ; પ, રે સા.**

## રાગ વિસ્તાર.

(૧) ગ, રે, સા, ની રે, સા; ની, રે ગ; રે ગ, રે સા; ની રે સા.

(૨) ની રે ની ધ, ની ધ પ; પ ધ ની, ધ ની રે, ની રે ગ; રે, ગ રે; ની રે ગ, રે; ની રે, સા.

(૩) પ પ, ધ ધ, ની ની, ધ ની, રે ની; ગ ગ; રે ગ, રે સા; પ પ, ધ ધ પ; મં ગ, મં ધ; ની ધ, મં ધ, ની રે, ગ રે; ની રે, ની ગ રે; ની રે સા; સા, સા ની રે, સા.

(૪) ની રે, ગ; રે ગ, મં ગ; પ મં ગ; ધ, પ મં ગ; ની ધ, પ મં ગ; રે ગ, પ, રે સા; ગ મં પ મં ગ; રે ગ મ ગ, રે સા; ની રે, સા.

(૫) ની રે, સા; ની રે ગ રે; સા; ની રે ગ મ પ રે; સા; ની રે ગ મં પ ધ પ મં રે; સા; ની રે ગ મં પ ધ ની ધ પ મં રે; સા; ની રે ગ મં પ ધ ની સાં, ની ધ પ મં ગ રે સા, સા, સા ની રે, સા.

(૬) ની રે ગ મં પ, ગ મં પ; મં પ, ધ પ, ની ધ પ; સાં, ની, ધ, પ, ની ધ પ; મં ધ, પ, મં, ગ, રે; ગ મં પ મં ગ રે; પ, રે સા; ની રે, સા.

(૭) સા રે સા; સા રે ગ રે સા; સા રે ગ મં ગ રે સા; સા રે ગ મં પ મં ગ રે સા; સા રે ગ મં પ ધ પ મં ગ રે સા; સા રે ગ મં પ ધ ની ધ પ મં ગ રે સા; સા રે ગ મં પ ધ ની સાં, ની ધ પ મં ગ રે સા; સા, સા ની રે, સા.

**અંતરો** (૮) ગ ગ, પ ધ પ, સાં, સાં, ની રેં સાં; ની રેં ગં રેં સાં; રેં સાં, ની ધ, પ; મં પ, ની ધ, પ; સાં, ની ધ, પ; રેં સાં, ની ધ, પ; મં પ ધ પ, મં ગ રે; ગ મં પ ધ ની ધ, પ, મં ગ રે; ની મં ગ, રે, ગ મ ગ રે; ની રે, સા.

(૯) પગ, પ ધ પ, સાં, સાં રેં સાં; ગં રેં સાં; ની રેં ગં મં પં, રેં, સાં; રેં સાં, ની ધ, પ; મં પ, ની ધ, પ; ધ, પ, મં ગ, રે; ગ મં પ મં ગ, રે; ગ, રે, ની રે, સા.

**ખુલાસો:**—ઉપલા રાગ વિસ્તારમાં ૯ જાતની જુદી જુદી તરાહની તાનો આપવામાં આવી છે, જે તાનો મુજબ સ્વરો એકાદ કુશળ શિક્ષકની મદદ લઈ **આકારમાં** ("આ આ આ" કરીને) ગળામાંથી ઉચ્ચારવાનો અભ્યાસ કરવો, જેથી આ રાગની સ્વર રચના કેવી તરાહની છે તે ખુલાસેવાર સમજ પડશે. ઉપલી જે ૯ તાનો આપવામાં આવી છે, તે સંગીતનાં નવા અભ્યાસીને તેના અભ્યાસ પુરતીજ સમજવી, કારણ સ્વરોની જુદી જુદી રચનાથી અગણિત તાનો ઉત્પન્ન કરી શકાય છે, જે તમો આગળ તાન વર્ણનમાં શિખી ગયા છો. તમારો શિક્ષક કુશળ હશે તો તમોને બીજી અનેક તરાહની તાનો શિખવી શકશે. એ માટે ઊંડા અભ્યાસ તથા ચાલુ કસરત (Practice) ની જરૂર છે ઉપલા રાગ વિસ્તારનો અભ્યાસ કરતી વખતે એક બીના એવી નજરે પડશે કે, ચોથી તાનમાં **ગંધાર** સ્વરનું, પાંચમી તાનમાં **રિષભ** સ્વરનું, છથી તાનમાં **પંચમ** સ્વરનું, સાતમી તાનમાં **ષડજ** સ્વરનું, એ મુજબ જુદી જુદી તાનોમાં જુદા જુદા સ્વરોનું પ્રબળ્ય રાખી તાનો લેવામાં આવે છે. એ સ્વરો આ રાગનાં **વિશ્રાન્તિ સ્થાનો** ગણાય છે. રાગ વિસ્તાર વિષે ઉપલો ટુંક ખુલાસો ધ્યાનમાં રાખવો, જે માટે ફરી ફરીને લખવામાં આવ્યું નથી. આગળ આપી ગયલા **આલાપ** વર્ણનનો અતરે ફરી અભ્યાસ કરવો, કે જેથી તેમાં જણાવેલી સર્વ બાબતો આ રાગ વિસ્તાર પરથી ખુલાસેવાર સમજ પડશે.

વાદકોએ ઉપલી ૯ તાનોનાં સ્વરો પોતાનાં વાજીંત્રમાં વગાડવાની સારી કસરત કરવી. ઉપલો રાગ વિસ્તાર ગાતી વગાડતી વખતે આગળ નોટેશન વર્ણનમાં જણાવી ગયા મુજબ જે સ્વર પાછલ , આ કોમાની નિશાની હોય ત્યાં સહેજ થોભવું. જ્યાં ; આ સેમી કોલનની નિશાની હોય ત્યાં વધુવાર થોભવું, કારણ રાગનું વિશ્રાન્તિ સ્થાન તે ગણાય છે, અને જ્યાં . આ ફુલપોઈંટની નિશાની હોય ત્યાં તાનનો ટુકડો પુરો થયલો સમજવો. આલાપમાં **તાલની** કાંઈ પણ જરૂર પડતી નથી, જેથી ઉપલી બીના પર ખાસ ધ્યાન રાખવું, અને ભલતા સ્વરો ઉપર થોભવું નહીં, કારણ તેમ થતાંજ રાગનું રૂપ બદલાઈ જઈ રાગહાની થશે, એ બહુ ધ્યાનમાં રાખવું.

---

# યમન-ત્રિતાલ.

| + | − | ○ | − |
|---|---|---|---|
| | | ની ધ − પ | મં પ ગ મં |
| પ − − − | પ મં ગ રે | સા રે ગ રે | ગ મં પ ધ |
| પ મં ગ રે | ગ રે સા − | ની રે ગ મં | પ ધ ની સાં |
| રેં સાં ની ધ | પ મં ગ મં | ની ધ − પ | મં પ ગ મં |
| | | × | |
| પ − − − | − − − − | ગ ગ પ ધ | સાં − સાં − |
| ની રેં ગં રેં | સાં ની ધ પ | ગં રેં સાં ની | ધ પ ની ધ |
| પ મં ગ રે | ગ રે સા − | સા રે ગ મં | પ ધ ની સાં |
| રેં સાં ની ધ | પ મં ગ મં | ની ધ − પ | મં પ ગ મં |

આ પુસ્તકમાંનાં સર્વ સ્વરૂપો તથા ગાયનો હંમેશ પહેલી **સમની તાળી** ઊપર પુરાં કરવાં. એજ નિયમે ઊપલું સ્વરૂપ નોટેશનની બીજી લાઇનનાં પહેલી સમની તાળીવાલા **પંચમ** સ્વર ઊપર પુરૂં કરવું.

---

## યમન—ત્રિતાલ (વિલંબિત લય)

| + | − | ○ | − |
|---|---|---|---|
| | − − તું હી | ભ જ ન ક | ર લી ઈ જે |
| | − − સા સા | રે ગ પ રે | ગ રે સા સા |
| રા મ જી કો | ક્યા ભ રો સા | જી દ ગી કા | ફ઼ા ની સ બ |
| ગ રે ગ ગ | પ મં ગ મ | ગ રે સા ની | સા ની ધ ધ |
| હય − જ ગ | ત કી જુ − | ટી મા મા મો | હ જા લ મે |
| ગ − રે ગ | ગ ની રે − | સા ની સા ધ | ની રે સા રે |
| મ ત ફ઼ સ | બં દે તું હી | ભઅ જઅ ન ક | ર લી ઈ જે |
| ગ મં પ રે | ગ રે સા સા | સારે ગમં પ રે | ગ રે સા સા |

×

| | | | |
|---|---|---|---|
| રા મ જી કો | ક્યા ભ રો સા | સ બ – ઝ | ગ રા પ્ર ભુ |
| ગ રે ગ ગ | પ મં ગ મ | ગ ગ – પ | મં ધ પ પ |
| કે – ચ ર | ન ક મ લ | પ ર ત ન | મ ન ની સા |
| સાં – સાં સાં | ની રે સાં સાં | ની ધ ધ ની | સાં ની ધ ની |
| આ ર ક ર | દે મુ ર ખ | તો રી પ ત | રા – ખે – |
| ધ પ મં પ | ગ મ ગ રે | ગ રે સા ની | રે – સા – |
| વો દ યા ળુ | તુ જ પ ર | મે હે ર કી | ન જ ર ક |
| સા ની સા ધ | ની સા ની રે | ગ મ ગ રે | ગ રે સા સા |
| રઅ મઅ ક રે | દે ગો તું હી | ભ જ ન કે | ર લી ઈ જે |
| સારે ગમં પ રે | ગ રે સા સા | રે ગ પ રે | ગ રે સા સા |

R. 2, 3, 4.

## તાન ૧.

| | | | |
|---|---|---|---|
| | | ભ જ ન કે | ર લી ઇ જે |
| ની રે ગમં ધની સાંની | ધપ મંગ રેસા નીસા | રે ગ પ રે | ગ રે સા સા |

## તાન ૨.

| | | | |
|---|---|---|---|
| | | ભ જ ન કે | ર લી ઇ જે |
| પમં ગરે ગમં ધધ | પમં ગમ ગરે સાસા | રે ગ પ રે | ગ રે સા સા |

## તાન ૩.

| | | | |
|---|---|---|---|
| ગમં પધ પમં ગમં | પધ પમં ગમં પધ | નીધ પમં સાંની રેંસાં | સાંની ધની પધ મંપ |

| | | | |
|---|---|---|---|
| | તું હી | ભ જ ન કે | ર લી ઇ જે |
| ગમ રેગ સારે નીસા | રે સા સા સા | રે ગ પ રે | ગ રે સા સા |

R. 2, 3, 4, 5.

## ( અંતરાની ) તાન ૪.

| | | | |
|---|---|---|---|
| કે – ચ ર | ન કમ લ | | |
| સાં – સાં સાં | ની રેં સાં સાં | ધની સાંરેં સાંની ધની | સાંરેં સાંની ધની સાંરેં |

| | | | |
|---|---|---|---|
| | | સ બ – ઝ | ગ રા પ્ર ભુ |
| ગંમેં ગંરેં સાંની ધપ | મેંગ રેસા – – | ગ ગ – પ | મં ધ પ પ |

R. 6, 7.

### તાન ૫.

સા – – – | ગ – – રે | પ – – મે | ધ – – પ

| | | | |
|---|---|---|---|
| | | સ બ – ઝ | ગ રા પ્ર ભુ |
| મેપ ધની સાંરેં સાંની | ધપ નીધ પમ ગરે | ગ ગ – પ | મં ધ પ પ |

R. 6, 7, 8, 9.

ગાયનોમાં તાનો કેવી રીતે લેવામાં આવે છે, તેના અભ્યાસ માટે પાંચ તાનો ઊપલા ગાયનમાં આપવામાં આવી છે. એજ મુજબ રાગનાં સ્વરોની ઊલટ સુલટ રચનાથી **અસંખ્ય** તાનો ઊત્પન્ન કરી શકાય છે. તમારો શિક્ષક કુશળ હશે, તો બીજી અનેક તરાહની તાનો ઊપલાં ગાયનમાં શિખવી શકશે. ધ્યાનમાં રાખવું કે તાનનાં જે સ્વરો ઊપર ગાયનનાં શબ્દો નથી, ત્યાં ગાનારાઓએ ગળામાંથી "આ આ આ આ" કરીને ઊચ્ચારીઆ જવું, તથા જ્યાં ગાયનની જે લાઇનો પાછી ગાવા વગાડવાની હોય તે લખવા મુજબ પાછી ગાવી વગાડવી, અને પછીજ બીજી તાન શરૂ કરવી. એ બાબત ઊપર ખાસ ધ્યાન આપવું, જેમ ન થતાં તાલનો ઊઠાવ ખોટો થઈ બેતાલું થશે. એ માટે ફરી ફરીને આ પુસ્તકમાં લખવામાં આવશે નહીં.

આ રાગમાં જે સ્વરો **મીંડ**માં લેવાનાં છે તે સ્વરો હંમેશ મીંડમાંજ ગાવા વગાડવાની કસરત કરવી, જેથી રાગની મધુરતામાં ઔર વધારો થશે.

---

## ( ૨ ) ભુપ રાગનું વર્ણન

જાતિ—ઓડવ
અંગીક સ્વરો—**સા રે ગ પ ધ**
વાદી સંવાદી સ્વરો—**ગ અને ધ** ( પુર્વાંગ વાદી )
પ્રકૃતિ—ગંભીર, વીર.
ગાવાનો સમય—રાતનો પહેલો પ્રહર.

### વિશેષ માહિતી

( ૧ ) આ રાગની આરોહી તેમજ અવરોહીમાં **મધ્યમ** તથા **નિષાદ** આ બે સ્વરો વર્જ છે, જેથી એ **ઓડવ** જાતિનો રાગ કહેવાય છે. એની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છેઃ—

**સા, રે ગ, પ ધ સાં; સાં, ધ પ ગ, રે સા.**

( ૨ ) મુસલમાન ગાયકો આ રાગને " **ભોપાલી** " કરીને કહે છે.

( ૩ ) આ રાગ **કલ્યાણ** રાગનો એક પ્રકાર હોવાથી એને " **ભુપ કલ્યાણ** " કરીને પણ ઓળખવામાં આવે છે.

( ૪ ) આ રાગમાં **મધ્યમ** સ્વર વર્જ હોવાથી **ગંધાર** તથા **પંચમ** સ્વરોની સંગતી ઘણી સુંદર તથા રક્તિદાયક દેખાય છે. એ બંન્ને સ્વરો ઘણું કરીને **મીંડમાંજ** લેવામાં આવે છે.

( ૫ ) આ રાગમાં **મંદ્ર** સપ્તકનો બનતાં સુધી થોડો ઉપયોગ કરવામાં આવે છે, કારણ વધુ થતાં " **શુધ્ધ કલ્યાણ** " રાગનો ભાસ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે, જે રાગનું વર્ણન હવે પછી આપેલું જણાશે.

( ૬ ) આ રાગમાં **ગંધાર** સ્વર **વાદી** તેમજ **ગ્રહ** તથા **ન્યાસ** સ્વર છે, માટે એ સ્વરનું પ્રબલ્ય બીજા સ્વરો કરતાં અધિક રાખવાની બહુ જરૂર છે. જો **ગંધાર** સ્વર કરતાં **ધૈવત** કેવાં **પંચમ** સ્વરનું પ્રબલ્ય અધિક થશે, તો "**દેશકાર**" કેવાં " **જેત કલ્યાણ** " રાગોની છાયા ઉત્પન્ન થશે, કારણ **દેશકાર** તથા **જેત કલ્યાણ** રાગોમાં પણ **સા રે ગ પ ધ** આજ પાંચ સ્વરો લાગે છે, પરંતુ **દેશકારમાં** વાદી સ્વર **ધૈવત**, તથા **જેત** કલ્યાણમાં વાદી સ્વર **પંચમ** છે, જેના યોગે આ બંન્ને રાગો **ભુપ** રાગથી નિરાળા ઓળખાઈ આવે છે. આગળ ચાલતાં એ રાગોનો અભ્યાસ કરવે એ વિષે પુરતો ખુલાસો થશે. આ ઉપરથી જણાશે કે અમુક સ્વરોમાં **વાદી સંવાદી** સ્વરો જુદા જુદા લેવાથી જુદા જુદા રાગો ઉત્પન્ન કરી શકાય છે.

( ७ ) આ રાગ કલ્યાણનો એક પ્રકાર હોવાથી એના અંતરાની શરૂઆત "ગ ગ, પ ધ પ, સાં, સાં," આ મુજબ ઘણું કરીને કીધેલી જણાશે.

( ૮ ) આ રાગનું એક ટૂંક સ્વરૂપ નીચે મુજબ છેઃ-

ગ, રે, સા ; ધ઼ પ઼ ધ઼ સા ; સા રે ગ રે, ગ પ ગ રે, સા.

## રાગ વિસ્તાર.

( ૧ ) ગ, રે, સા ; સા ધ઼, સા રે, ગ ; રે ગ, રે સા.

( ૨ ) સા, રે સા ધ઼ ધ પ઼, પ઼ ધ સા ; સા રે સા ; ગ રે, ગ પ ગ રે ;
સા રે ગ રે, ગ પ ગ રે, સા.

( ૩ ) ધ઼ ધ પ઼ ધ઼ સા, પ઼ ધ઼ સા; ધ સા, રે સા ; ગ રે ગ, ગ પ ગ ;
ગ પ ધ પ ગ ; સાં, ધ પ ગ, રે ગ ; પ ગ, રે રે સા.

( ૪ ) પ઼ ધ઼ સા રે ગ, રે ગ; ગ પ, ધ ધ પ, ધ પ ગ રે; સાં સાં ધ પ ગ રે;
સાં, રેં સાં ધ પ ગ રે; સા રે ગ રે, ગ પ ગ રે, સા; સા રે ગ.

અંતરો ( ૫ ) ગ ગ, પ ધ પ, સાં, સાં, સાં રેં સાં; સાં રેં ગં રેં સાં;
રેં સાં, ધ, પ ગ, ધ પ ગ રે; સા રે ગ પ ધ સાં ધ પ ગ રે;
ગ રે, સા.

( ૬ ) ગ ગ, પ ધ સાં, રેં સાં; સાં ધ સાં રેં, સાં રેં સાં ધ; ગં ગં રેં સાં,
રેં રેં સાં ધ, સાં સાં ધ પ, ગ રે સા; સા રે ગ.

( ૭ ) ગ પ, ધ સાં; સાં રેં સાં, ધ પ ગ, રે ગ; રેં સાં ધ પ ગ, રે ગ;
ગં રેં સાં, ધ પ ગ; સાં, ધ પ ગ, ધ પ ગ રે; ગ, રે સા; સા રે ગ.

વિશ્રાન્તિ સ્થાનો—સા, રે, ગ તથા ધ.

---

## ભુપ—ત્રિતાલ

| + | – | ૦ | – |
|---|---|---|---|
| | | | ધ઼ ધ઼ સા રે |
| ગ – ગ રે | ગ પ ધ પ | ગ રે સા – | ગ પ ધ સાં |
| રેં ગં રેં સાં | ધ પ ગ રે | ગ રે સા – | ધ઼ ધ઼ સા રે |
| | | | × |
| ગ – ગ રે | ગ પ ધ પ | ગ રે સા – | ગ ગ પ ધ |
| સાં – સાં – | સાં રેં ગં રેં | સાં રેં સાં ધ | ગં ગં રેં સાં |
| રેં રેં સાં ધ | સાં સાં ધ પ | ગ રે સા – | ધ઼ ધ઼ સા રે |

——:૦:——

## ભુપ—ત્રિતાલ

| + | – | ૦ | – |
|---|---|---|---|
| | | જ પ રે એ | મ ન મા ળા |
| | | ગ રે ગ રે | રે સા સા ધ઼ |
| રા – – – | આ આ ,મ ની | જ પ રે એ | મ ન મા ળા |
| સા – – – | સા ધ઼ ,સા રે | ગ રે ગ રે | રે સા સા ધ઼ |
| રા – – – | આ આ – મ | ની – – – | કા – મ ન |
| સા – – – | સા રે – રે | ગ – – – | ગ – પ ગ |
| આ આ આ આ | વે – એ – | રી – – મે | રે મ નં ,અ |
| પ ધ પ પ | ગ – રે – | સા – – ગ | પ ધ સાં ,સાં |
| વા આ આ આ | તો – હે – | જ પ રે એ | મ ન મા ળા |
| પ ધ સાં સાં | ધ – પ – | ગ રે ગ રે | રે સા સા ધ઼ |

R. 2

| | | | |
|---|---|---|---|
| × – – જો ઓ | ઓ કો ઈ દે | ખો – – – | – – ઓઓ સા |
| – – પ ગ | પ ધ સાં સાં | સાં – – – | – – ધસાં સાં |

રે – – મ | ત લ બ કે | એ એ – એ | એ સં ગી –
સાં – – ધ | ધ સાં સાં સાં | સાં રેં – સાં | રેં સાં ધ –

ઈ ઈ – કા | આ આ હે – | એ એ – જુ | ઠ મ રે –
ધ પ – સાં | સાં ધ પ – | ગ રે – ગ | પ ધ સાં –

અ બ તો મા | ન – રી – | જ પ રે એ | મ ન મા ળા
સાં રેં સાં સાં | ધ – પ – | ગ રે ગ રે | રે સા સા ધ઼

R, 2

## તાનો.

મ ન મા ળા | રા આ મ ની | જ પ રે એ | મ ન મા ળા
ધ ધ઼ સા રે | ગ રે સા રે | ગ રે ગ રે | રે સા સા ધ઼

મ ન – મા | ળા રા મ ની | જ પ રે એ | મ ન મા ળા
સા ધ – ધ | પ ગ સા રે | ગ રે ગ રે | રે સા સા ધ઼

મ ન – મા | ળા રા મ ની | જ પ રે એ | મ ન મા ળા
સા સાં – ધ | પ ગ રે સા | ગ રે ગ રે | રે સા સા ધ઼

| | જ પ રે એ | મ ન મા ળા
સારે ગપ ધસાં – | ધ પ ગ રે | ગ રે ગ રે | રે સા સા ધ઼

| | જ પ રે એ | મ ન મા ળા
સારે ગપ ધસાં રેંરેં | સાંસાં ધપ ગરે સા | ગ રે ગ રે | રે સા સા ધ઼

| | જ પ રે એ | મ ન મા ળા
સારે ગપ ધસાં રેંગં | ગંરેં સાંસાં ધપ ગરે | ગ રે ગ રે | રે સા સા ધ઼

સારે ગગ રેગ પપ | ગપ ધધ પધ સાંસાં | ધસાં રેંરેં સાંરેં ગંગં | રેંસાં સાંધ પપ ગરે

| | જ પ રે એ | મ ન મા ળા
સારે ગપ ધસાં સાંધ | પપ ગરે સા – | ગ રે ગ રે | રે સા સા ધ઼

R. 2, 3, 4, 5, 6,

## અંતરાની તાનો

સાંગં ગંસાં રેંરેં ધસાં | સાંપ ધધ પપ ગરે | ગગ પપ ધધ પપ | ધપ ગપ ગરે સા
R 6.

ગંગં સાંસાં રેંરેં સાંસાં | સાંસાં ધપ ધધ પપ | સાગ રેપ ગધ પસાં | સાંપ ધગ પરે ગસા
R. 6, 7, 8, 9 & 2.

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જ | પ | રે | મ | ન | મા | ળા | રા | મ | ની | કા | મ | ન | આ | વે | રી |
| સા | રે | ગ | રે | ગ | પ | ગ | પ | ધ | સાં | ધ | સાં | રેં | સાં | ગં | રેં |
| મે | રે | મ | ન | વા | તો | – | હે | જ | પ | રે | એ | મ | ન | મા | ળા |
| સાં | ધ | પ | ધ | સાં | ધ | – | પ | ગ | રે | ગ | રે | રે | સા | સા | ધ઼ |

R. 2.

---

## ( ૩ ) શુદ્ધ કલ્યાણ રાગ વર્ણન.

જાતિ—ઓડવ સંપુર્ણ

અંગીક સ્વરો—**સા રે ગ મં પ ધ ની**

આગંતુકસ્વર—**મ**

વાદી સંવાદી સ્વરો—**ગ અને ધ** ( પુર્વાંગ વાદી )

પ્રકૃતિ—સાધારણ ગંભીર

ગાવાનો સમય—રાતની શરૂઆતમાં

## વિશેષ માહિતી

( ૧ ) આ રાગની **આરોહીમાં તીવ્ર મધ્યમ** તથા નિષાદ આ બે સ્વરો વર્જ હોવાથી ફક્ત **પાંચ** સ્વરોજ લાગે છે, જ્યારે અવરોહીમાં સર્વ સ્વરો લેવામાં આવે છે, જેથી એ **ઓડવ સંપુર્ણ** જાતિનો રાગ કહેવાય છે. એની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છેઃ—

**સા, રે ગ, પ ધ સાં; સાં ની ધ પ, મં ગ; પ ગ, રે સા.**

( ૨ ) આરોહીમાં **મધ્યમ** તથા **નિષાદ** આ બે સ્વરો વર્જ હોવાથી ત્યાં **ભુપ** રાગનું અંગ, અને અવરોહી સંપુર્ણ હોવાથી ત્યાં **યમન** રાગનું અંગ નજરે પડશે.

( ૩ ) અવરોહીમાં પણ **તીવ્ર મધ્યમ** સ્વર બહુજ થોડા પ્રમાણમાં મીંડ અથવા ઘસીટથી લેવામાં આવે છે, જેથી **પંચમ** તથા **ગંધાર** સ્વરોની સંગતી જણાશે.

( ૪ ) આ રાગને **ભુપ** રાગથી નિરાળો રાખવા માટે **અવરોહીમાં નિષાદ સ્વર** તદ્દન સ્પષ્ટ લેવામાં આવે છે. **આરોહીમાં** જોકે **નિષાદ** સ્વર વર્જ છે, તોપણ ગાયકો જલદ તાનો લેતી વખતે સવલતાને માટે એ સ્વરનો થોડો ઊપયોગ કોઈ કોઈ વેળા કરે છે. સંગીતનો એક નિયમ એવો ધ્યાનમાં રાખવો કે પુર્વાંગ વાદી રાગમાં રાગનું મુળ રૂપ કાયમ રાખી ઊત્તરાંગમાં એકાદ વિવાદી સ્વરનો ઊપયોગ કરવાથી ઝાઝી રાગહાની થતી નથી. એજ નિયમે આ વિવાદી **નિષાદ** સ્વર આ રાગમાં કોઈ કોઈ વેળા આરોહીમાં થોડો લેવામાં આવે છે.

( ૫ ) આ રાગમાં **મંદ્ર** સપ્તકનાં સ્વરોનો અધિક ઊપયોગ કરવામાં આવે છે, જેવો ઉપયોગ **ભુપ** રાગમાં થતો નથી, તેથી પણ આ રાગ **ભુપ** રાગથી નિરાળો ઓળખાઈ આવે છે.

( ૬ ) આ રાગમાં વચ્ચે વચ્ચે "પ રે" આ સ્વરોની સંગતી પણ જણાશે, જેથી પણ આ રાગ **ભુપ** રાગથી નિરાળોજ ઓળખાય છે, કારણ એ સંગતી **ભુપ** રાગમાં કરવામાં આવતી નથી. એ બંન્ને સ્વરોનું પ્રબળ્ય આ રાગમાં વધુ હોવાથી કેટલાકો **રિષભ** સ્વરને **વાદી**, તથા **પંચમ** સ્વરને **સંવાદી** માને છે, તેમાં પણ કાંઈ ખોટું નથી.

( ૭ ) આ રાગમાં **ગંધાર** સ્વર વાદી, તેમજ ગ્રહન્યાસ સ્વર ગણાય છે.

( ૮ ) આ એક અતિ પુરાણો પ્રસિદ્ધ રાગ હોવાથી પ્રાચીન ગ્રંથોમાં આ રાગનાં નામ પરથીજ આ થાટને "**કલ્યાણ થાટ**" કરીને કહેલો છે. **યમન** રાગ સંગીતના નામચીન પડીત **અમીર** ખુશરૂએ જે જે નવા રાગો ઊત્પન્ન કરીઆ તેમાનો એક છે, એવી સમજુત છે. **કલ્યાણનાં** અનેક પ્રકારો છે, જેવાકે **યમન કલ્યાણ**, **ભુપ કલ્યાણ**, **હમિર કલ્યાણ**, **જેત કલ્યાણ**, **હેમ કલ્યાણ**, **સાવની કલ્યાણ**, વગેરે, વગેરે. આ પ્રકારોનુ વર્ણન આગળ ચાલતાં તેમની યોગ્ય જગાએ આપેલું જણાશે.

( ૯ ) આ રાગ **મંદ્ર** તથા **મધ્ય** સપ્તકોમાં ગાવાથી વધારે સુંદર લાગે છે.

( ૧૦ ) આ રાગનું એક ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**ગ, રે સા; ની ધ પ સા; ગ રે; પ રે, સા.**

## રાગ વિસ્તાર

**( ૧ ) ગ, રે, સા; સા રે સા; ગ, રે ગ, રે; સા રે ગ રે સા; સા, ની ધ, સા રે ગ.**

( ૨ ) ગ રે સા રે, સા ની ધ પ; ની ધ પ, ધ પ, સા; સા રે ગ રે સા;
ગ, રે ગ, પ રે, સા.

( ૩ ) પ ધ પ પ, સા, ધ સા; ગ, રે ગ, પ મં ગ, રે ગ; ધ પ ગ રે;
ગ પ ગ રે, ગ રે સા; સા ધ, સા રે ગ.

( ૪ ) સા રે ગ; પ મં ગ, રે ગ; મં ગ, ધ પ મં ગ, રે ગ; પ ધ ની ધ પ,
ગ, રે ગ, પ, રે સા.

( ૫ ) સાં, ધ પ ગ, રે ગ; ધ પ ગ, રે ગ, રે, સા; પ મં ગ રે, ગ રે સા,
પ ગ રે સા, સા રે ગ પ ગ રે સા; ગ પ, ધ ની ધ પ, ગ; ધ પ ગ,
રે ગ, પ રે સા; સા ધ, સા રે ગ.

અંતરો ( ૬ ) પ ગ, પ પ ધ પ, સાં, સાં, ગં રેં સાં; સાં રેં ગં રેં સાં;
રેં રેં સાં, ની, ધ ધ, પ પ; ગ ગ, પ ધ, રેં સાં ની ધ પ;
પ ગ રે ગ, પ રે, રે સા; સા, ની ધ, સા રે ગ.

વિશ્રાન્તિ સ્થાનો—સા, રે, ગ તથા પ.

---

## શુદ્ધ કલ્યાણ-ત્રિતાલ

| + | | | | – | | | | ૦ | | | | – | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ | રે | સા | ની | ધ | ની | ધ | પ | ધ | સા | – | રે | ગ | રે | સા | – |
| સા | સા | ગ | રે | ગ | – | પ | મં | ગ | રે | ધ | પ | ગ | રે | સા | – |
| × | | | | | | | | | | | | | | | |
| ગ | ગ | પ | ધ | સાં | – | સાં | – | સાં | રેં | ગં | રેં | સાં | ની | ધ | પ |
| ની | ધ | પ | ધ | પ | મં | ગ | રે | ગ | રે | પ | રે | ગ | રે | સા | – |

## શુદ્ધ કલ્યાણ—ચૌતાલ ( વિલંબિત લય )

| + | | ૦ | | – | | ૦ | | – | | – | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | – | તું | વ | સુ | ર | બી |
| | | | | | | – | પ | પ | ધ | પ | ગ |
| સ્તા | આ | આ | રઅ | અ | – | સા | આ | – | ધઅ | અ | નં |
| પ | ધ | પ | સાંધ | સાં | – | પ | ગ | – | ગરે | પ | ગ |
| ના | – | દ | ભે | – | દ | અ | પ્રં | અંઅં | પા | આ | ર |
| ગ | – | પ | રે | – | સા | સા | રે | ગરે | સા | રે | સા |
| જ | ગ | મ | ગ | જ | ગ | – | જો | – | તી | તું | હી |
| ની | ધ | પ | પ | સા | ધ | – | સા | – | રે | ગ | ગ |
| ઇ | સા | આ | ધ | અ | ન | – | તું | વ | સુ | ર | બી |
| પ | ગ | રે | સા | રે | સા | – | સાં | ધ | પ | ગ | ગ |
| × | | | | | | | | | | | |
| સ | મ | – | સુ | – | ર | તી | – | ન | ગ્રા | આ | મ |
| પ | પ | – | સાં | – | સાં | સાં | – | સાં | રેં | સાં | સાં |
| ક | હ | ત | બે | એ | જુ | બા | – | વઅ | રે | એ | એ |
| સાં | સાં | રેં | ગં | રેં | સાં | સાં | – | નીધ | ની | ધ | પ |
| નં | અં | દ | કે | એ | – | લા | આ | આ | આ | આઆ | લ |
| ધ | સાં | સાં | પ | ગ | – | પ | રે | ગ | રે | સારે | સા |
| તા | – | ન | માઆ | આ | ન | સુ | ખ | સં | અં | પ | ત |
| સા | – | સા | પગ | પ | પ | ધ | પ | ધ | સાં | સાં | રેં |
| દી | – | નઅ | પુ | ઊઊ | રઅ | અ | તું | વ | સુ | ર | બી |
| સાં | – | નીધ | ની | ધપ | મંગ | પ | સાં | ધ | પ | ગ | ગ |

## (૪) જેત કલ્યાણ રાગ વર્ણન.

જાતિ—ઓડવ.
અંગીક સ્વરો—**સા રે ગ પ ધ**
વાદી સંવાદી સ્વરો—**પ તથા સા** ( પુર્વાંગ વાદી )
પ્રકૃતિ—મધ્ય ગંભીર.
ગાવાનો સમય—રાતની શરૂઆતમાં.

### વિશેષ માહિતી

( ૧ ) આ રાગની આરોહી અવરોહીમાં **મધ્યમ** તથા **નિષાદ** આ બે સ્વરો વર્જ છે, જેથી આ રાગમાં પણ **ભુપ** રાગની માફક **પાંચ** સ્વરો **સા રે ગ પ ધ** લેવામાં આવે છે. આ બંન્ને રાગોમાં ફરક માત્ર **વાદી સંવાદી** સ્વરોનોજ જણાશે. **વાદી** સ્વરનાં બદલાવાથી આ રાગની સ્વર રચના નિરાળી થાય છે, જેથી આ રાગ **ભુપ** રાગથી નિરાળો ઓળખાઈ આવે છે.

( ૨ ) આરોહીમાં **રિષભ** સ્વર તદ્દન દુર્બળ છે. કેટલાકો તો એ સ્વરને ત્યાં વર્જજ માને છે.

( ૩ ) આરોહી અવરોહીમાં **ધૈવત** સ્વર તથા અવરોહીમાં **ગંધાર** સ્વર આ રાગમાં જેટલો બને એટલો ગૌણ રાખવામાંજ કુશળતા છે. આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ ધ્યાનમાં રાખવીઃ—

સા, રે સા, ગ પ, સાં; ગ પ ધ પ, રે, સા.
અથવા સા, ગ પ, ધ સાં; પ, ધ પ, ગ રે, સા.

ઊપલી સ્વર રચનામાં કયાં કયાં થોભવામાં આવે છે તે બહુ ધ્યાનમાં રાખવું, તથા **ષડજ** અને **પંચમ** આ બે સ્વરોનું પ્રબળ્ય અધિક રાખવાની સંભાળ લેવી. આરોહીનાં કરતાં અવરોહીની સ્વર રચના પર વિશેષ લક્ષ દેવાની જરૂર છે. " સાં, ધ પ " આ પ્રમાણે જો સ્વરો લાગશે તો તુરતજ **દેશકાર** રાગની છાયા ઊત્પન્ન થશે, જે છાયા દુર કરવા માટે આ રાગમાં " સાં, પ, ધ પ " આ પ્રમાણે **પંચમ** સ્વરનું પ્રબળ્ય રાખી સ્વર રચના કરવી, જેથી **ધૈવત** સ્વર **પંચમ** સ્વર સાથે વિંટલાયલો રહી આપો આપ ગૌણત્વ પાંમશે. તેજ મુજબ " ગ પ ધ પ, રે રે, સા " આ પ્રમાણે સ્વર રચનાથી અવરોહીમાં **ગંધાર** સ્વર ગૌણ થશે, અને **પંચમ** તથા **રિષભ** સ્વરોની સંગતી જણાશે, જેથી એ એકાદો **કલ્યાણ** પ્રકાર છે એવો ભાસ ઊત્પન્ન થશે. આવી આવી ખુબીઓથી સ્વરોની રચનાઓ કરવા થીજ આ રાગ એના **સમપ્રકૃતિક** રાગો **ભુપ** તથા **દેશકાર**થી નિરાળો ઓળખાઈ આવશે.

(૪) આ રાગની સ્વર રચનામાં બીજી એક મહત્વની ખુબી એવી જણાશે કે વચ્ચે વચ્ચે "પ ધ ગ" તથા "પ ધ પ" આ સ્વરોની સંગતી નજરે પડશે. "પ ધ ગ, પ ધ પ, રે, સા" આ સ્વરોનો ટુકડો આ રાગનો એક રાગ વાચક ભાગ ગણાય છે, જે સ્વરો કાને પડતાંજ આ રાગ બીજા રાગોથી નિરાળો તુરત ઓળખાઈ આવે છે. આગળ ચાલતાં મારવા થાટમાં જેત નામે એક રાગ છે, તે આ જેત કલ્યાણને મળતોજ છે. ફરક માત્ર તે રાગમાં તે થાટનાં નિયમ મુજબ રિષભ સ્વર કોમલ લેવામાં આવે છે, એટલોજ જણાશે.

(૫) આ રાગમાં પંચમ તથા ગંધાર આ બે સ્વરોની સંગતી જેટલી બને એટલી ઓછીજ રાખવી, કારણ એ સંગતીથી શુદ્ધ કલ્યાણ અથવા ભુપ રાગનો ભાસ આ રાગમાં અધિક થશે, જે ભાસ દુર કરવા માટેજ વચ્ચે વચ્ચે "પ ધ ગ" આ પ્રમાણે સ્વરો લેવામાં આવે છે.

(૬) કેટલીક વેળા આ રાગમાં મંદ્ર સપ્તકનો નિષાદ સ્વર ષડજ સ્વરની સંગતીમાં બહુજ થોડા પ્રમાણમાં આરોહીમાં બેમાલુમ લેવામાં આવે છે, જેમકે "સા, રે સા; ની સા, ગ પ રે, સા." એ સ્વર આ રાગનો એક વિવાદી સ્વર છે, માટે એ સ્વરનો ઉપયોગ ઉપર મુજબ કુશળતાથી કરવાની જરૂર છે, નહીં તો રાગહાની થશે.

(૭) આ રાગનાં અંતરાની શરૂઆત "પ પ, સાં, સાં, રેં રેં સાં" આ પ્રમાણે કરવામાં આવે છે, જેથી પણ આ રાગ એના સમપ્રકૃતિક રાગોથી નિરાળો ઓળખાઈ આવે છે.

(૮) આ રાગનું એક ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**સા, ગ પ, પ, પ ધ ગ; ગ પ ધ પ, રે, સા.**

(૯) આ રાગ કોઈક વેળાજ ગાયલો નજરે પડશે. એ ઝાઝો પ્રસિદ્ધ નથી.

(૧૦) ષડજ સ્વર ગ્રહ તથા ન્યાસ સ્વર છે.

## રાગ વિસ્તાર.

(૧) સા, ગ પ રે, સા; સા સા રે સા; પ઼, સા, રે સા; ગ પ, પ; ધ પ રે સા.

(૨) સા રે ધ઼ સા; ગ પ ધ પ, રે, સા; સા, રે સા, ગ પ, પ; પ ધ ગ, પ; ગ પ ધ પ, ગ રે, સા.

(૩) સા રે, સા; પ઼ સા રે, સા; ગ પ રે, સા; ધ પ રે, સા; ગ પ ધ પ, રે, સા; સા; સા ગ પ સાં; ગ પ ધ પ, ગ રે, સા.

અંતરો ( ૪ ) પ પ, સાં, સાં, રેં રેં સાં; સાં ધ, સાં; રેં સાં, પ મ ગ;
ગ પ, ધ સાં, પ, પ ધ ગ; પ ગ, પ ધ પ, રે રે, સા રે સા.

વિશ્રાન્તિ સ્થાનો—સા, રે, ગ તથા પ.

## જેત કલ્યાણ—ત્રિતાલ.

\+     –     ૦     –
સા સા ગ પ | – પ ધ ગ | ગ પ ધ પ | રે રે સા –

સા સા રે સા | પ પ઼ સા – | પ ગ પ પ | ગ પ રે સા

×
પ પ સાં સાં | રેં રેં સાં – | સાં સાં રેં સાં | – પ ધ ગ

સા ગ પ પ | ધ સાં – પ | ગ પ ધ પ | ગ રે સા –

---

## જેત કલ્યાણ—ચૌતાલ ( વિલંબિત લય )

\+     ૦     –     ૦     –     –
| | | – ગા | – ગ | અ રી
| | | – સા | – ગ | પ પ

પાં – | – છુ | વ ન | – અ | તો ઓ | હે –
પ – | – પ | પ ગ | – પ | ગ રે | સા –

કુએ – | સે એ | દે એ | હું ગા | – ગ | અ રી
પ – | ગ પ | ગ રે | સા સા | – ગ | પ પ

×
બા – | ત ધા | – ત | મેં – | રો – | ક ત
પ – | સાં સાં | – રેં | સાં – | સાં – | રેં સાં

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ટો | ઓ | ક | ત | છી | ઈ | ક | ત | પા | – | આ | ની |
| સાં | પ | ધ | પ | પ | ગ | પ | પ | સાં | – | રેં | સાં |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| યાં | – | આં | આં | લે | એ | હું | ગા | – | ગ | આ | રી |
| પ | – | ગ | પ | રે | રે | સા | સા | – | ગ | પ | પ |

## ( ૫ ) હિંડોલ રાગ વર્ણન

જાતિ—ઓડવ.
અંગીક સ્વરો—**સા ગ મં ધ ની**
વાદી સંવાદી સ્વરો—**ધ** અને ગ ( ઊત્તરાંગ વાદી )
પ્રકૃતિ—ગંભીર
ગાવાનો સમય—પ્રાત કાળનો.

## વિશેષ માહિતી

( ૧ ) આ રાગની આરોહી અવરોહીમાં **રિષભ** તથા **પંચમ** આ બે સ્વરો વર્જ છે, જેથી એ **ઓડવ** જાતિનો રાગ કહેવાય છે. એની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છેઃ—

**સા, ગ, મં ધ ની ધ, સાં; સાં, ની ધ, મં ગ, સા.**

( ૨ ) આ રાગ **મારવા થાટનાં સોહેની** નામે એક રાગની બહુજ નજદીકમાં છે. ફરક એટલોજ છે, કે **સોહેની** રાગમાં સા ગ મં ધ ની આ પાંચ સ્વરો ઊપરાંત **કોમલ રિષભ** સ્વર પણ લેવાય છે, પરતુ તે ફક્ત **અવરોહી-માંજ** લેવાતો હોવાથી તે રાગની **આરોહી** આ **હિંડોલ** રાગની માફકજ **સા ગ મં ધ ની** આ પાંચ સ્વરોની થશે. એ ઊપરાંત આ બંન્ને રાગોમાં **ધૈવત** તથા **ગંધાર** વાદી સંવાદી સ્વરો છે, જેથી એ બંન્ને **ઊત્તરાંગ** વાદી રાગો છે. આ ઊપરથી જણાશે કે જો આ રાગની આરોહીનાં **ઊત્તરાંગનાં** સ્વરો જો ખુબીથી **ન લેવામાં આવે** તો તુરત **સોહેની** રાગનો ભાસ ઊત્પન્ન થશે. એ ભાસ ટાળવા માટેજ આ રાગમાં **નિષાદ** સ્વર **આરોહીની** સ્વર રચનામાં વક્ર રીતે લેવામાં આવે છે, અથવા તો બીલકુલ લેવામાં આવતો નથી, જેમકે "સા ગ, મં ધ ની ધ, સાં" અથવા, "સા ગ, મં ધ સાં." ધ્યાનમાં રાખવું કે આરોહીમાં **નિષાદ** સ્વર "મં ધ ની સાં" આ પ્રમાણે સરળ રીતે લેવામાં આવશે તો **સોહેની** રાગની

છાયા જણાશે. સાવકાશ ગાતી વેળાએ આ નિયમ સારી રીતે પાળી શકાય છે, અને તેનું પરીણામ પણ ઊત્તમ થાય છે, પરંતુ જલદ ગાવામાં **નિષાદ** સ્વરની વક્રતા સંભાળવી કઠણ થઈ પડતી હોવાથી એ નિયમ રોડી એ સ્વર સરળ રીતે લેવામાં આવે છે. એ સ્વર ત્યાં જેટલો ગૌણ રાખવામાં આવશે તેટલો આ રાગ સ્પષ્ટ ઓળખાશે, અને જેટલો અધિક થશે તેટલો **સોહેની** રાગનો ભાસ થશે. આગળ ચાલતાં **સોહેની** રાગનો અભ્યાસ થવે એ વિષે પુરતી માહિતી મળશે.

( ૩ ) આ રાગ પ્રાતકાળે ગવાય છે. હવે પ્રાતકાળે તેમજ રાતના છેલ્લા પ્રહરે ( પાછલી રાત્રે ) ગવાતા રાગોમાં એક ખુબી એવી નજરે પડશે, કે એ રાગોમાં **તાર સપ્તકનો ષડજ** સ્વર અતિ મહત્વનો જણાશે. એ સ્વર એ રાગોમાં ઠેક ઠેકાણે ચમકતો નજરે પડશે. એ ખુબી આ રાગમાં પણ દેખાશે, જેથી કેટલાકો વળી ષડજ સ્વરનેજ વાદી માંને છે, એ ખાલી ધ્યાનમાં રાખવું.

( ૪ ) આ રાગ એક **ઊત્તરાંગ વાદી** રાગ હોવાથી એ રાગોનાં નિયમ મુજબ આ રાગની સર્વે ખુબી એની **અવરોહીની** સ્વર રચનામાંજ નજરે પડશે.

( ૫ ) રાગ મજેહદારી ખાતર ગાયકો કેટલીક વેળા આ રાગની અવરોહીમાં તાર સપ્તકનો **કોમલ રિષભ** સ્વર બહુજ થોડા પ્રમાણમાં લીએ છે, જેમકે " સાં; ગં સાં, રેં ની ધ; મં ધ ની ધ, મં ગ; મં ગ, સા. " એજ મુજબ વળી કોઈ વેળા અવરોહીમાં **પંચમ** સ્વરનો પણ સ્પર્શ કરી બતાવે છે, જેમ કે, " સાં, ગં સાં, રે ની ધ; મં ધ ની ધ, મં ગ, પ ગ, સા. " તેજ પ્રમાણે વળી કોઇ વેળા આરોહીમાં થોડો **શુધ્ધ મધ્યમ** સ્વર પણ ખુબીથી બેમાલુમ લેવામાં આવે છે. જેમકે " ની ધ મં ગ, મ ધ સાં."

ધ્યાનમાં રાખવું જે આ ત્રણે સ્વરો આ રાગના **વિવાદી** સ્વરો છે, માટે એ સ્વરો નિયમિત ઠેકાણેજ નિયમિત પ્રમાણમાં કુશળતાથી લેવાની જરૂર છે, જેમ ન થતાં તુરત રાગહાની થશે.

( ૬ ) આ રાગની મધુરતા ખડા સ્વરોમાં જેવી જોઈએ તેવી પ્રદર્શિત થતી નથી, જેથી આ રાગમાં **મીંડ** કામનો અધિક ઊપયોગ કરવામાં આવે છે. ( સાદી રીતે સ્વરો ઊચ્ચારીએ છીએ તેને ગાયકો **ખડા સ્વરો** કરીને કહે છે).

( ૭ ) પ્રાતકાળે ગવાતા રાગોમાં એક એવો નિયમ જણાશે કે એ રાગોમાં **શુદ્ધ મધ્યમ** સ્વરનું પ્રબળ્ય તીવ્ર મધ્યમ સ્વર કરતાં અધિક હોય છે, જ્યારે આ રાગમાં તો એથી ઊલટુંજ **તીવ્ર મધ્યમ** સ્વરનું પ્રબળ્ય છે, જેથી આ રાગ પ્રાતકાળે ગવાતા રાગોનો એક અપવાદ ( exception ) ગણાય છે.

( ૮ ) આ રાગ ઘણો પુરાણો પ્રસિદ્ધ રાગ છે, અને ઘણું કરીને વસંત રૂતુની દોલયાત્રાનાં મહોત્સવ પ્રસંગે ગાવાનો અધિક ચાલ છે.

( ૯ ) આ રાગનું ટૂંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**સા, ગ; મં ધ ની ધ મં ગ; મં ગ, સા; સા, ગ, મં ધ સાં.**

( ૧૦ ) ષડ્જ ગ્રહ તથા ગંધાર ન્યાસ સ્વર છે.

## રાગ વિસ્તાર

( ૧ ) સા; ધ઼ સા; ગ સા; ગ મં ગ, સા; સા ની઼ ધ઼; ની઼ ધ઼, મં઼ ધ઼ સા; ગ મં ગ, સા.

( ૨ ) સા ધ઼, મં઼ ધ઼, મં઼ ગ઼, મં઼ ધ઼ સા; સા ગ મં ગ, સા; સા ગ મં ધ, ધ ધ મં ગ; મં ધ ની ધ, મં ગ; ધ મં ગ ગ, સા.

( ૩ ) સા સા ગ ગ, મં ધ મં ગ, મં ધ સાં; સાં ની ધ, ની ધ મં ગ, મં ગ સા.

અંતરો ( ૪ ) ગ ગ મં ધ સાં, સાં; સાં ગં મંં ગં, મંં ગં સાં; સાં ની ધ મં ગ ગ; ધ મં ગ, મં ગ, સા; ની ની, ધ ધ, મં મં, ગગ, મં ગ, સા; ધ઼, સા ગ.

વિશ્રાન્તિ સ્થાનો—સા, ગ તથા ધ.

## હિંડોલ—ચૌતાલ

| + | | | ૦ | | | − | | | ૦ | | | − | | | − | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સાં | સાં | \| | ધ | ધ | \| | મં | ગ | \| | ની | ધ | \| | મં | ગ | \| | સા | − |
| સા | સા | \| | ધ઼ | ધ઼ | \| | સા | − | \| | ગ | મં | \| | ગ | ગ | \| | સા | − |
| સા | સા | \| | ગ | ગ | \| | મં | ગ | \| | મં | ધ | \| | મં | ધ | \| | સાં | − |
| સાં | ગં | \| | સાં | ની | \| | ધ | મં | \| | ગ | ગ | \| | મં | ગ | \| | સા | − |

| × | | | | | |
|---|---|---|---|---|---|
| ગ ગ | મં ગ | મં ધ | મં ધ | સાં – | સાં – |
| સાં સાં | ગં ગં | ગં મં | મં ગં | મં ગં | સાં – |
| સાં ની | ધ ની | ધ મં | સાં – | ની ધ | મં ગ |
| સા ગ | મં ધ | ની ધ | મં ગ | મં ગ | સા – |

---

## હિંડોલ—ત્રિતાલ

| + | – | ૦ | – |
|---|---|---|---|
| | | – – – કો | ય લી આં આં |
| | | – – – સાં | ની ધ મં ગ |
| | | | × |
| આં ઓ – લે | બ ન મે ડા | રે ડા રે એ એ કો | સા – વ ન |
| મં ગ – સા | સા ગ મં ધ | સાં ધ સાં મં ધ સાં | ગ – મં ધ |
| કી – રૂ ત | આ આ ઈ ઈ | બ ર સ ત | કૂ વા આ ર |
| સાં – સાં સાં | સાં ગં ગં મં | મં ગં સાં સાં | મં મં ગં મં |
| મો – ર ક | ર ત – ક | લો ઓ લે એ એ કો | ય લી આં આં |
| ગં – સાં સાં | સાં ધ – સાં | સાં ધ સાં મં ધ સાં | ની ધ મં ગ |

---

# ( ૬ ) માલશ્રી રાગ વર્ણન

જાતિ—ઓડવ
અંગીક સ્વરો—**સા ગ મં પ ની**
વાદી સંવાદી સ્વરો—**પ** તથા **સા** ( પુર્વાંગ વાદી )
પ્રકૃતિ—ધીર, ગંભિર.
ગાવાનો સમય—દીવસનો છેલ્લો પ્રહર

## વિશેષ માહિતી

( ૧ ) આ રાગની આરોહી અવરોહીમાં **રિષભ** તથા **ધૈવત** આ બે સ્વરો વર્જ છે, જેથી એ **ઓડવ** જાતિનો રાગ છે. એની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છેઃ—

**સા, ગ મં, પ ની સાં; સાં, ની પ મં ગ, પગ, સા.**

અથવા **સા, ગ પ સાં; ની પ મં ગ, પગ, સા.**

( ૨ ) આ રાગમાં **આરોહીમાં તીવ્ર મધ્યમ** તથા **નિષાદ** આ બે સ્વરોનો ઉપયોગ બહુજ થોડા પ્રમાણમાં થાય છે. કેટલાકો તો વળી આ બે સ્વરો આરોહી અવરોહીમાં વર્જ કરી **સા, ગ** અને **પ** આ ત્રણ સ્વરોમાંજ આ રાગ ગાય છે, પરંતુ એ શાસ્ત્રિય નિયમથી વીરૂદ્ધ કહેવાય, કારણ સંગીતનાં નિયમ મુજબ **પાંચથી** ઓછા સ્વરોનો કોઈ પણ રાગ થઈ શકે નહીં.

( ૩ ) આ રાગમાં અવરોહીમાં **પંચમ** તથા **ગંધાર** આ બે સ્વરોની સંગતી વિશેષ નજરે પડશે, જે સ્વરો હંમેશ **મીંડમાં** લેવામાં આવે છે. **અવરોહીમાં** પણ **તીવ્ર મધ્યમ** સ્વર બહુ થોડા પ્રમાણમાંજ લેવામાં આવે છે.

( ૪ ) આ રાગની એક ખુબી એવી ધ્યાનમાં રાખવી કે અવરોહીમાં **ગંધાર** સ્વર પરથી **ષડજ** સ્વર મીંડમાં લેવાય છે. આ કૃત્ય આ રાગની એક પકડ ગણાય છે, માટે એ ધ્યાનમાં રાખવું. આ કૃત્ય કેવી રીતે કરવામાં આવે છે, તે ફક્ત પુસ્તકમાં વર્ણન વાંચ્યાથીજ સમજ પડે તેમ નથી. એકાદ કુશળ ગાયકને આ રાગ ગાતાં સાંભળશો તો આ કૃત્ય સહેલાઈથી સમજ પડશે.

( ૫ ) આ રાગ દીવસનાં છેલ્લે પ્રહરે ગવાય છે. હવે આ સમયે ગવાતા રાગોમાં એક ખુબી એવી જણાશે કે, એ રાગોમાં **રિષભ** તથા **ધૈવત** આ બે સ્વરો

દુર્બળ અથવા બીલકુલ વર્જ્ય હોય છે. આ ખુબીનાં ઉદાહરણો આ સમયે ગવાતા **ધાની, ધનાશ્રી, ભીમપલાસી, મુલતાની,** વગેરે રાગોમાં નજરે પડશે.

( ૬ ) આ રાગ ગાવો અઘરો હોવાથી કોઈક વેળાજ ગાયેલો જણાશે.

( ૭ ) આ રાગનું ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**ની સા, ગ પ મં ગ, પ ગ સા; ની પ ગ, ગ સા.**

( ૮ ) **પંચમ** ગ્રહ તથા ષડજ ન્યાસ સ્વર છે.

### રાગ વિસ્તાર.

( ૧ ) પ, પ, પ ગ સા ; સા સા, ગ ગ, પ, પ; પ મં ગ, પ ગ સા.

( ૨ ) સા, સા; પ઼ ની઼ સા ; ગ પ ગ, મં ગ, સા; ની઼ સા, ગ પ મં ગ, પ ગ સા.

( ૩ ) પ઼ પ઼ સા, સા ગ સા ; ની પ મં ગ; ગ મં પ મં ગ; ગ સા.

( ૪ ) સા સા પ પ, મં પ ની પ, પ મં ગ પ; સાં ની પ પ, ની પ ગ, સા; ગ પ સાં ; ગં સાં ની પ, ગ પ ગ સા.

અંતરો ( ૫ ) પ પ ગ સા, ગ પ સાં; ની સાં ગં સાં ; પ મં ગં સાં; ની ની પ મં, ગ પ સાં; સાં ની પ ગ; સા ગ પ સાં, ની પ ગ; પ ગ, ગ સા.

**વિશ્રાંતિ સ્થાનો—સા, ગ તથા પ.**

---

## માલશ્રિ—ત્રિતાલ

| + | | | | − | | | | ૦ | | | | − | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | મં | ગ | પ | મં | ગ | મં | ગ | સા | ગ | પ | ગ | પ | ગ | સા | − |
| પ઼ | ની઼ | સા | − | મં | ગ | સા | − | પ | મં | ગ | પ | મં | ગ | સા | − |
| × | | | | | | | | | | | | | | | |
| પ | પ | સાં | − | ગ | ગં | સાં | − | મં | મં | ગં | મં | ગં | − | સાં | − |
| સાં | ની | પ | મં | ગ | ગ | પ | સાં | − | પ | ગ | પ | ગ | − | સા | − |

---

## માલશ્રી—સૂલફાક

| | | | | | |
|---|---|---|---|---|---|
| + | ° | – | – | ° | |
| અ બ | ગુ ન | બ ક | સ મે | – રે | |
| પ પ | પ ગ | સા ગ | પ ગ | – સા | |
| કી ર્પા | આ ક | ર કી | ર તા | આ ર | |
| સા સા | ગ ગ | સા ગ | પ પ | મં ગ | R. 1 |
| × | | | | | |
| સુ ન | લે – | ઇ ત | ની બી | ન ત | |
| પ પ | સાં – | સાં સાં | સાં સાં | સાં સાં | |
| ક ર | ત હું | – અ | બ તો | ઓ સે | |
| ની સાં | ગં સાં | – સાં | પ પ | મં ગ | |
| દી ન | દી ન | બ ધો | ઓ મે | – રો | |
| પ સાં | પ ગ | સા ગ | પ ગ | – સા | |
| સ ર | સ રા | – ગ | સુ ર | સા ધ | |
| પ઼ પ઼ | સા સા | – ગ | સા ગ | પ સાં | |
| અ – | ર્છ ર | મો હે | એ તા | – ર | |
| સાં – | ની પ | મં ગ | પ ગ | – સા | |

---

આ થાટનાં વર્ણનમાં આગળ જણાવી ગયા મુજબ આ થાટનાં રાગોને સવલતાને ખાતર ત્રણ વર્ગોમાં વહેંચી નાખવામાં આવ્યા છે, જેમાંથી પહેલા બે વર્ગોનાં રાગોનું વર્ણન અતરે પુરૂં થયું છે. હવે આપણે ત્રીજા વર્ગનાં **બંને મધ્યમ** લેનારા રાગોનું વર્ણન કરીએ. એ વર્ગમાં ચાલુ વ્યવહારમાં વપરાતા એકંદર **૮ રાગો** છે. આ રાગોનાં બંને મધ્યમોમાં **શુદ્ધ મધ્યમ** સ્વર તેઓનો **અંગીક** સ્વર છે, જ્યારે **તીવ્ર મધ્યમ** સ્વર તો ફક્ત એક **આગંતુક** સ્વર દાખલ લેવામાં આવે છે. **શુદ્ધ મધ્યમ** સ્વરનો થાટ તો **શંકરાભરણ** અથવા **બિલાવલ છે,** જેથી આ રાગો પણ પ્રાચીન સંગીતનાં ગ્રંથોમાં એજ થાટનાં માન્યા છે, પરંતુ ચાલુ વ્યવહારમાં એ રાગોમાં **હંમેશ તીવ્ર મધ્યમ** સ્વરનો પણ ઉપયોગ કરવામાં

આવતો હોવાથી, તેમજ આ રાગો **યમન** થાટના રાગો મુજબ રાતનાં પહેલા પ્રહરે ગવાતા હોવાથી આ રાગોનું વર્ણન આ **યમન** થાટમાંજ આપવાનું સલાહ-કારક ધારીઉં છે, જેથી આ રાગો શિખવા શિખવવા વધારે સવલ થઈ પડે. ખુબ ધ્યાનમાં રાખવું કે આ રાગોમાં **શુદ્ધ મધ્યમ** સ્વર એક **અંગીક** સ્વર હોવાથી એ સ્વર વગર કોઇ પણ રાગ હોઈ શકેજ નહીં, જ્યારે **તીવ્ર મધ્યમ** સ્વર તો એક **આંગતુક** સ્વર દાખલ લેવામાં આવતો હોવાથી એ સ્વર લીધા વગર પણ આ રાગોનું રૂપ ખુલ્લું દરશાવી શકાય છે, કારણ આંગતુક સ્વર તો ફકત રાગની શોભામાં વધારો કરવા ખાતરજ એક Ornamental Note દાખલ લેવામાં આવે છે, જે તમો આગળ શિખી ગયા છો.

આ રાગોનો અભ્યાસ શરૂ કરવા આગમજ આ રાગો વિષે થોડા નિયમો સંગીતના નવા અભ્યાસીઓને પ્રથમ જાણવાની જરૂર છે. આ નિયમો સાધારણજ સમજવા, કારણ આ રાગોમાંનાં કોઈ કોઇ રાગમાં એના અપવાદો (exceptions) પણ નજરે પડશે. એ નિયમો નીચે મુજબ ધ્યાનમાં રાખવા.

( ૧ ) આ રાગો **યમન** તથા **શંકરાભરણ** આ બે **થાટોનાં** મિશ્રણથી ઊત્પન્ન થયા છે. એ રાગોનાં નામ નીચે મુજબ છેઃ—

( ૧ ) કેદારા ( ૨ ) કામોદ ( ૩ ) **છાયાનટ** ( ૪ ) **ગૌડ સારંગ** ( ૫ ) **હમિર** ( ૬ ) **શ્યામ** ( ૭ ) **મલુહા** તથા ( ૮ ) **યમની.**

( ૨ ) આ સર્વ રાગો સંપુર્ણ છે. તેઓનાં અંગીક સ્વરો **સા રે ગ મ પ ધ ની** છે, તથા આંગતુક સ્વરો **મં** તથા **ની** છે.

( ૩ ) આ રાગો એકમેકની બહુ નજીકમાં હોવાથી તેઓ **સમપ્રકૃતિક રાગો** ગણાય છે. આ રાગો ગાતી વખતે એકમેકમાં ભેગાઈ નહીં જાય તેની બહુજ સંભાળ રાખવાની જરૂર છે, જે માટે દરેક રાગની સ્વર રચના તથા **મુખ્ય અંગનો** પક્કો અભ્યાસ કરવાનું અવશ્ય છે.

( ૪ ) આ રાગોમાં **તીવ્ર મધ્યમ** સ્વર એક **આંગતુક** સ્વર દાખલ લેવામાં આવતો હોવાથી એ સ્વર હમેશ ફકત **આરોહીમાં પંચમ** સ્વરની સંગ-તીમાં થોડો લેવામાં આવે છે, જેમકે "**સા રે ગ મ પ, મં પ, ધ ની સાં**". જો "**ગ મં પ**" આ પ્રમાણે **તીવ્ર મધ્યમ** સ્વર આરોહીમાં લેવામાં આવશે, તો તુરત રાગહાની થઈ **યમન** રાગનો ભાસ ઊત્પન્ન થશે, એ બીના ધ્યાનમાં રાખવી.

આ રાગોમાં વળી **કોમલ નિષાદ** સ્વર પણ એક આંગતુક સ્વર દાખલ **અવરોહીમાં** લેવાતો હોવાથી એ સ્વર **ધૈવત** સ્વર સાથે વિંટલાયલો લેવામાં આવે છે, જેમકે "**સાં ની ધ, ની ધ પ.**" ઊપલી સ્વર રચના પરથી જણાશે કે

તાર સપ્તકનાં ષડજ સ્વર પરથી પંચમ સ્વર સુધી અવરોહ કરતાં ધૈવત સ્વર પર થોડો મુકામ કરવામાં આવે છે, અને તેમ કરતાં શુધ્ધ નિષાદ સ્વરનું મહત્વ સહેજ કમતી થાય છે. હવે ધૈવત સ્વરથી પંચમ સ્વર પર જતાં ઘણોજ થોડો, પણ સમજી શકાય તેવો, કોમલ નિષાદ સ્વરનો સ્પર્શ ઊપલી સ્વર રચનામાં જણાવવા મુજબ કરવામાં આવે છે, જે કૃત્ય ઉત્તમ દેખાય છે. આ કોમલ નિષાદનાં સ્પર્શથી ત્યાં થોડોક અલૈયા રાગનો ભાસ થાય છે. આ કોમલ નિષાદ સ્વરને બદલે સૂક્ષ્મ સ્વર અતિકોમલ નિષાદનાં ઊપયોગથી રાગની મધુરતામાં ઓર વધારો થશે.

( ૫ ) આ રાગોમાં અલૈયા રાગનાં નિયમ મુજબ આરોહીમાં નિષાદ તથા અવરોહીમાં ગંધાર સ્વર ઘણું કરીને વક્ર રીતે લેવામાં આવે છે, જેમકે " સા રે ગ મ પ ધ ની ધ સાં; સાં ની ધ પ મ ગ મ રે સા. " આ સ્વરો વક્ર રીતે લેવાનું કારણ એટલુંજ કે જો આ સ્વરો " ગ રે સા " તથા " પ ધ ની સાં " આ પ્રમાણે સરળ રીતે લેવામાં આવે, તો આ થાટના આશ્રય રાગ યમનની છાયા જણાશે, જે છાયા દુર કરવા માટેજ એ સ્વરો વક્ર રીતે લેવામાં આવે છે. હવે જલદ તાનો લેતી વખતે ગાયકોથી એ વક્રતા સંભાળી શકાતી નથી, જેથી એ વક્રતાનાં નિયમનો ભંગ કરી, એ સ્વરો સરળ રીતે લીએ છે. આ વક્રતાનો ભંગ થતાંજ રાગનો તિરોભાવ થયો એમ કહેવાય છે, અને આ થાટનાં આશ્રય રાગ યમનની છાયા દેખાવા માંડે છે. હવે એ છાયા દુર કરવા માટે ગાવામાં આવતા રાગનું મુખ્ય અંગ કુશળતાથી જોરી દેવામાં આવે છે, જેથી રાગનો આવિર્ભાવ થઈ મુળ રાગ તુરત પ્રદર્શિત થાય છે. આવું કૃત્ય કરવામાં કુશળતાની જરૂર છે, અને જે ગાયકો એ જાણીજોઇને કરે તેઓની તારીફજ થાય છે. આ રાગોનો અભ્યાસ કરતી વખતે એ વિષે પુરતો ખુલાસો થશે. આવા કૃત્યો વર્ણન કરવામાં જેટલાં કઠણ હોય છે, તેટલાં પ્રત્યક્ષ પ્રયોગમાં મુશ્કેલ હોતાં નથી. આ નિયમ પક્કો ધ્યાનમાં રાખવો, નહી તો આ રાગોનાં અભ્યાસ વખતે ગુચવાડો થશે.

( ૬ ) આ રાગોનાં અંતરાની શરૂઆત " પ પ, સાં, સાં, સાં રેં સાં " આ પ્રમાણે ઘણું કરીને કીધેલી જણાશે.

બંને મધ્યમ લેનારા રાગોનાં ઊપલા ૬ સાધારણ નિયમો બરાબર ધ્યાનમાં રાખવા, કે જેથી એ રાગોનો અભ્યાસ કરતી વખતે ગુચવાડો ઊભો થાય નહી. હવે પ્રથમ આપણે કેદારા રાગનું વર્ણન કરીએ.

---

## ( ૭ ) કેદારા રાગનું વર્ણન.

જાતિ—ષાડવ સંપુર્ણ
અંગીક સ્વરો—**સા રે ગ મ પ ધ ની**
આંગતુક સ્વરો—**મં** તથા **ની**
વાદી સંવાદી સ્વરો—**મ** તથા **સા** ( પુર્વાંગ વાદી )
પ્રકૃતિ—અતિ ગંભિર.
ગાવાનો સમય—રાતનો પહેલો પ્રહર.

## વિશેષ માહિતી.

( ૧ ) આ રાગની આરોહીમાં રિષભ સ્વર વર્જ છે તથા અવરોહી સંપુર્ણ છે, જેથી એ ષાડવ સંપુર્ણ જાતિનો રાગ કહેવાય છે. આ રાગની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છેઃ—

**ની સા મ; મ પ, ની ધ સાં;**

**સાં ની ધ પ; મં પ, ધ ની ધ પ, મ; ગ મ, રે સા.**

( ૨ ) આ રાગની એક વિશેષ ખુબી એવી ધ્યાનમાં રાખવી કે, આ રાગ ગાવાનો શરૂ કરતાં હંમેશાં આરોહીમાં **રિષભ** સ્વર, જે આરોહીમાં વર્જ છે તે, તથા **ગંધાર** સ્વર છોડી દઈ " **સા મ** " આ પ્રમાણે સ્વર રચના કરવામાં આવે છે. રાગની શરૂઆતમાં આ સ્વરો કાને પડતાંજ આ રાગ તુરત ઓળખાઈ આવે છે, જેથી એ સ્વરો આ રાગની એક **મુખ્ય પકડ** ગણાય છે, જે બહુ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

( ૩ ) આ રાગમાં **ગંધાર** સ્વર એક **ગુપ્ત સ્વર** ગણાય છે. એ સ્વર આ રાગમાં સ્પષ્ટ લેવામાં આવતો નથી, પણ **શુદ્ધ મધ્યમ** સ્વર સાથે બહુ ખુબીથી વિંટલાયલો બહુ થોડા પ્રમાણમાં લેવામાં આવે છે, જેથી એ સ્વરની સ્થિતી તદ્દન દુર્બળ છે. ધ્યાનમાં રાખવુ કે, આ રાગમાં જો **ગંધાર** સ્વર આરોહી અવરોહીમાં એના યોગ્ય પ્રમાણ ઊપરાંત લેવામાં આવશે તો **કલ્યાણ, કામોદ,** વગેરે રાગોની છાયા ઊત્પન્ન કરશે; અને જો બીલકુલજ લેવામાં નહીં આવશે, તો **કાફી થાટનાં સારંગ** નામે રાગનો ભાસ થશે. એ ઊપરથી જણાશે કે એ સ્વર આ રાગમાં બહુ કુશળતાથી લેવાની જરૂર છે. એકાદ સારા ગાયકને આ રાગ ગાતાં સાંભળશો તો એ કૃત્ય સહેલાઈથી સમજ પડશે.

( ૪ ) આ રાગમાં વાદી સ્વર **શુદ્ધ મધ્યમ** છે. એ સ્વર આ રાગમાં એક અતિ મહત્વનો સ્વર ગણાય છે, જે તાનો લેતી વખતે ઠેક ઠેકાણે સ્પષ્ટ

દેખાડતા રહેવાની જરૂર છે, જેમકે **સા મ, મ પ; પ ધ પ મ; સાં ની ધ પ, મ; ધ ની ધ પ, મં પ ધ મ; રે સા; સા મ.**

સંગીતનો એવો એક નિયમ ધ્યાનમાં રાખવો કે જે રાગોમાં **શુધ્ધ મધ્યમ** સ્વર **વાદી** હોય છે, તે રાગોની પ્રકૃતિ હંમેશ ઘણીજ ગંભિર જણાશે.

( ૫ ) આગળ જણાવી ગયલા આ થાટનાં બંને મધ્યમ લેનારા રાગોનાં સાધારણ નિયમો મુજબ આ રાગમાં **આરોહીમાં પંચમ** સ્વરની સંગતીમાં **તીવ્ર મધ્યમ** સ્વર, તથા **અવરોહીમાં ધૈવત** સ્વરની સંગતીમાં **કોમળ નિષાદ** સ્વર આંગતુક સ્વરો દાખલ લેવામાં આવે છે. **તીવ્ર મધ્યમ** સ્વર માટે વળી આ રાગમાં એક ખુબી એવી જણાશે કે કોઈ કોઈ વેળા એ સ્વર **અવરોહીમાં શુદ્ધ મધ્યમ સ્વરની સાથે જોડા જોડ પણ લેવામાં આવે છે,** જેમકે **"સાં ની ધ પ મં મ, રે સા."** આ પ્રમાણે બંને મધ્યમ સ્વરો જોડા જોડ વારંવાર લેવા નહીં, પરંતુ કોઈ કોઈ વેળા લેવાથીજ આ રાગની ગંભિર્યતામાં વધારો થશે. એજ કૃત્ય આગળ ચાલતાં **પુર્વી, લલત, વસંત,** વગેરે રાગોમાં નજરે પડશે. ધ્યાનમાં રાખવું કે ઊપલા આંગતુક **તીવ્ર મધ્યમ** તથા **કોમળ નિષાદ** સ્વરો લીધા વગર પણ આ રાગનું રૂપ સ્પષ્ટ દરશાવી શકાય છે.

( ૬ ) આ રાગમાં આરોહીમાં **નિષાદ** સ્વર તથા અવરોહીમાં **ગંધાર** સ્વર દુર્બળ છે, જેથી એ સ્વરો ઘણુ કરીને વક્ર રીતે લેવામાં આવે છે. ઉપર જણાવી ગયા મુજબ આ રાગની આરોહી અવરોહીમાં જેમ **ગંધાર** સ્વર ગૌણુ રાખવામાં ખુબી છે, તેમજ **આરોહીમાં નિષાદ** સ્વર પણ જેટલો બને એટલો ગૌણ રાખવામાંજ કુશળતા સમાયલી છે. આ રાગમાં **"પ ધ ની સાં"** આ પ્રમાણે સ્વરો સરળ રીતે ન લેતાં **"પ ધ સાં"** અથવા **"પ ની ધ સાં"** આ પ્રમાણે સ્વર રચના ઘણું કરીને કરવામાં આવે છે, જેથી **નિષાદ** સ્વર આપોઆપ દુર્બળત્વ પામે છે, અને એ સ્વર પર સાંભળનારાઓનુ ઝાઝુ ધ્યાન ખેંચાતું નથી. જલદ તાનો લેતી વખતે આગળ જણાવી ગયા મુજબ એ સ્વર સરળ રીતે લીધેલો જણાશે.

( ૭ ) આ રાગની સ્વર રચનાનું રૂપ તદ્દન સ્વતંત્ર હોવાથી એમાં આલાપ ઘણો ઊત્તમ રીતે કરી શકાય છે, જેથી એ **આલાપ યોગ્ય** રાગ ગણાય છે.

( ૮ ) કેટલાકોનું વળી કહેવું એમ છે કે, જ્યારે આ રાગ આંગતુક સ્વરો **મં** તથા **ની** લીધા વગર એનાં અંગીક સ્વરોથીજ ગાવામાં આવે ત્યારે એને **"શુદ્ધ કેદારા"** કરીને કહેવું, અને જ્યારે આંગતુક સ્વરો લઈને ગાવામાં આવે ત્યારે તેને **"ચાંદની કેદારા"** કરીને કહેવું. ચાલુ વ્યવહારમાં આ રાગ હંમેશ આંગતુક સ્વરો લઈનેજ ગાવાનો ચાલ છે, જેથી ઊપલો ભેદ રાખવામાં આવતો નથી, અને એ બંનેને **"કેદારા"**નાં સાધારણ નામેજ ઓળખવામાં આવે છે.

( ૯ ) પ્રચારમાં ગાયકોએ કેદારાના આ ગ્રંથ સ્વરૂપની ભાંજફોડ કરીને, તેમજ બીજા રાગો સાથે મિશ્ર કરીને કેટલાક નવા પ્રકારો ઉત્પન્ન કરીઆ છે, જેવાકે **મલુહા**, **જલધર**, **સાવની** કેદાર, વગેરે. **મલુહાનું** વર્ણન આ પુસ્તકની આખેરીએ આપેલું જણાશે.

( ૧૦ ) આ રાગ ઘણોજ લોકપ્રિય છે, અને દરેક ગાયકને આવડે છે.

( ૧૧ ) આ રાગનું ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**સા મ, મ પ; પ ધ પ, મ; મં પ ધ પ, મ; રે સા; ની સા, મ.**

( ૧૨ ) ષડજ ગ્રહ તથા **મધ્યમ** ન્યાસ સ્વર છે.

## રાગ વિસ્તાર

( ૧ ) સા મ, મ પ, પ ધ પ મ; મ, મ પ ધ મ; પ મ; રે સા; ની સા, મ.

( ૨ ) સા રે સા ની ધ પ; ધ ધ પ, સા; રે સા; સા, મ; મ પ,ધ પ મ; રે, સા.

( ૩ ) સા મ, મ પ; ની ધ ની પ, ધ પ, મં પ, ધ પ મ; સાં ની ધ પ, મં પ ધ પ, મં મ; મ મ, સા મ, પ ધ પ મ; પ મ, રે રે, સા; ની સા, રે સા, મ.

( ૪ ) ની ની ધ પ, મં પ ધ ની ધ પ, મં પ ધ પ મ; રેં સાં ની ધ, પ મં પ મ; પ, મં મ; પ મ, સા મ; મં મં રેં સાં, રેં રેં સાં ની ધ પ; મં પ ધ ની સાં રેં સાં ની ધ પ મં પ, ધ પ મ; મ, પ મ, રે સા; સા મ.

અંતરો ( ૫ ) પ પ, સાં, સાં, સાં રેં સાં, ધ સાં; ધ સાં, મં મં રેં સાં; સાં રેં સાં ની ધ પ; મં પ ધ ની ધ પ, મં પ ધ પ મ; સા મ; મં રેં સાં ની ધ પ મ; મ પ ધ પ, મ; પ મ, ગ મ, રે રે, સા; સા મ.

**વિશ્રાન્તિ સ્થાનો—સા, મ તથા પ.**

## કેદારા—ત્રિતાલ

| + | | | | – | | | | o | | | | – | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | સાં | ની | ધ | પ | મં | પ | ધ | પ |
| મ | – | – | – | મ | મ | પ | પ | પ | – | પ | પ | ધ | ધ | પ | પ |
| મ | મ | ધ | પ | મ | મ | રે | સા | સા | સા | મ | મ | મ | મ | પ | પ |
| ની | ધ | સાં | રેં | સાં | ની | ધ | પ | ની | ધ | ની | પ | ધ | પ | મં | પ |
| ધ | પ | મ | – | મ | મ | પ | – | × પ | – | પ | પ | સાં | – | સાં | – |
| સાં | – | સાં | – | સાં | રેં | સાં | – | સાં | ની | ધ | ધ | સાં | – | સાં | – |
| સા | રેં | સાં | ની | ધ | પ | મં | પ | ગ | મ | મ | ગ | મ | મ | ધ | પ |
| ગ | મ | રે | સા | સા | રે | સા | – | ઼ની | સા | મ | મ | મ | મ | પ | પ |
| ધ | ની | સાં | રેં | સાં | ની | ધ | પ | સાં | ની | ધ | પ | મં | પ | ધ | પ |

---

## કેદારા—સૂલફાક ( વિલંબિત લય )

| + | | o | | – | | – | | o | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મો | – | રી | – | ને | મા | કે | મ | વૈ | મા |
| સા | – | મ | – | મ | મ | મ | પ | પ | પ |
| તુ | ઊ | જ | બી | ન | ના | આ | હી | કો | ઊ |
| મં | પ | ધ | ધ | પ | પ | ધ | પ | મ | મ |
| પા | – | ર | લ | ગા | – | ને | એ | વા | લા |
| મ | – | મ | મ | પ | – | સાં | ની | ધ | પ |
| દા | આ | તા | મો | રા | – | શા | નો | વા | લા |
| મં | પ | ધ | પ | મ | – | રે | સા | રે | સા |
| × | | | | | | | | | |
| જ | લ | થ | લ | સ | બ | મે | – | તું | હી |
| પ | પ | સાં | સાં | સાં | સાં | સાં | – | સાં | સાં |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| જ | હાં | હે | ખું | વ | હાં | જલ | વા | તે | રા |
| સાં | સાં | રેં | રેં | સાં | ની | ધ | પ | મ | મ |
| ક | – | ધ્ | હ | મ | રે | દુ | ર | ક | રો |
| મ | – | પ | પ | સાં | રેં | સાં | ની | ધ | પ |
| તે | હા | રે | ચ | ર | ન | આ | યે | પ | રે |
| મે | પ | ધ | પ | ગ | મ | રે | સા | રે | સા R. 1 |

તાન ૧.

સારે સાસા | રેસા નીસા | પની સારે | સાસા રેસા | સાની સામ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | નૈ | યા | કે | પ | વૈ | યા |
| મપ | પમ | મમ | રેસા | મ | મ | મ | પ | પ | પ |

તાન ૨.

સાસા મમ | પપ ધધ | પપ સાંસાં | રેંરેં સાંમ | મંરેં સાંની

સારિં રેંસાં | નીધ પમે | પધ નીધ | પપ ધપ | મેપ મમ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | નૈ | યા | કે | પ | વૈ | યા |
| પપ | મમ | રેરે | સા | મ | મ | મ | પ | પ | પ |

R. 2, 3, 4, 5.

( અંતરાની ) તાન ૩.

મપ સાં | રેંસાં મં | પંમં રેંસાં | ધપ મમ | રેસા નીસા

R. 5, 6, 7, 8.

# ( ૮ ) કામોદ રાગનું વર્ણન

જાતિ—સંપુર્ણ

અંગીક સ્વરો—**સા રે ગ મ પ ધ ની**

આગંતુક સ્વરો—**મં અને <u>ની</u>**

વાદી સંવાદી સ્વરો—**પ** તથા **રે** ( પુર્વાંગ વાદી )

પ્રકૃતિ—શૃંગાર, મધ્યમ ગંભીર

ગાવાનો **સમય**—રાતનો પહેલો પ્રહર

## વિશેષ માહિતી

( ૧ ) આ રાગ સંપુર્ણ છે. એની આરોહી અવરોહીની સ્વર **રચના નીચે** મુજબ છેઃ—

**સા, રે પ પ; મં પ, ધ સાં, ની ધ પ; ગ મ પ, ગ મ રે સા.**

( ૨ ) જેમ કેદારા રાગની શરૂઆત "**સા મ**" આ બે સ્વરોથી કરવામાં આવે છે, તેમ આ રાગ "**રે પ**" આ બે સ્વરોથી શરૂ કીધેલો ઘણુ કરીને નજરે પડશે. આ બે સ્વરોની સંગતીથી આ રાગ તુરત ઓળખાઈ આવે છે. માટે એ સ્વરો આ રાગની એક મુખ્ય પકડ ગણાય છે. હવે એજ "**રે પ**" સ્વરોની સંગતી **શંકરાભરણ** થાટમાં **મલ્હાર** નામે એક રાગમાં પણ જણાશે, પરંતુ તે રાગમાં **તીવ્ર મધ્યમ** લેવામાં આવતો નથી, જેથી આ રાગથી તે નિરાળો ઓળખાઈ આવે છે. આ રાગ ગાતાં જેવો **મલ્હાર** રાગનો ભાસ થવા માંડે છે કે તેવોજ ગાયકો **તીવ્ર મધ્યમ** સ્વરવાળો ટુકડો જોરી દીએ છે, જેમકે "**રે, પ પ, મં પ ધ પ; ગ મ પ, ગ મ રે સા.**" આ સ્વરોનો ટુકડો આ રાગની એક **પકડ** ગણાય છે, માટે તે બહુ ધ્યાનમાં રાખવો. એના યોગે આ રાગ **મલ્હાર** રાગથી નિરાળો ઓળખાય છે.

( ૩ ) આ રાગમાં જેમ "**રે પ**" સ્વરોની સંગતી જણાય છે, તેમ "**ગ મ પ, ગ મ રે સા**" આ સ્વરોનો ટુકડો પણ વારંવાર નજરે પડશે. એ સ્વરોનો ટુકડો આ રાગમાં અતિ મહત્વનો ગણાય છે, અને આ રાગનું **મુખ્ય અંગ** કહેવાય છે. એજ સ્વરોનો ટુકડો જો બીજા રાગોમાં નજરે પડે, તો તે રાગોમાં આ **કામોદ** રાગનું અંગ છે એમ સમજવું.

( ૪ ) આ રાગમાં આરોહીમાં "**સા, રે ગ મ પ**" આ પ્રમાણે સરળ રીતે સ્વરો લેવામાં આવતા નથી, કારણ એ પ્રમાણે સ્વરો લેવાથી **છાયાનટ** રાગનો

ભાસ ઊત્પન્ન થાય છે, જે રાગનું વર્ણન હવે પછી આપેલું જણાશે. એ ભાસ ટાળવા માટેજ "સા, રે સા, ગ મ પ" આ પ્રમાણે રિષભ સ્વર વક્ર લઈને સ્વર રચનાં કરવામાં આવે છે, એ ધ્યાનમાં રાખવું.

( ૫ ) બંને મધ્યમ લેનારા રાગોનાં આગળ જણાવી ગયલા સાધારણ નિયમો મુજબ આ રાગમાં આરોહીમાં પંચમ સ્વરની સંગતીમાં તીવ્ર મધ્યમ, તથા અવરોહીમાં ધૈવત સ્વરની સંગતીમાં કોમલ નિષાદ આંગતુક સ્વરો દાખલ લેવામાં આવે છે. આરોહીમાં નિષાદ સ્વર તથા અવરોહીમાં ગંધાર સ્વર દુર્બળ છે, જેથી એ સ્વરો ઘણું કરીને વક્ર રીતે લીધેલા જણાશે.

( ૬ ) આ રાગનું ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

રે, પ પ, મં પ, ધ પ; ગ મ પ, ગ મ રે સા.

( ૭ ) રિષભ ગ્રહ તથા પંચમ ન્યાસ સ્વર છે.

## રાગ વિસ્તાર

( ૧ ) સા, રે, પ પ; મં પ, ધ પ, મ ગ, મ પ; ગ મ પ, ગ મ રે સા.

( ૨ ) સા ની ધ પ, સા, રે સા; ગ મ પ, ગ મ રે સા.

( ૩ ) સા રે સા; મ રે, પ પ, ધ ધ પ; મં પ, ની ધ પ, મ રે, પ પ; ગ મ પ, ગ મ રે સા.

( ૪ ) સાં સાં, રેં રેં સાં; રેં સાં, ની ધ પ; મં પ ધ, મં પ, ગ મ રે; ગ મ પ, ગ મ રે સા; મં પ ધ ની સાં રેં સાં ની ધ પ મ ગ રે સા; રે, પ પ, મં પ ધ પ; ગ મ પ, ગ મ રે સા.

અંતરો

( ૫ ) પ પ, સાં, સાં, સાં ધ, સાં રેં સાં; ગં મં પં, ગં મં રેં સાં; સાં સાં રેં રેં સાં, ધ, ની પ; મ રે, પ, ધ પ; મં પ ધ. મં પ, મ રે, સા રે સા.

વિશ્રાન્તિ સ્થાનો—સા, રે તથા પ.

---

## કામોદ-ત્રિતાલ.

```
+                -                  o                 -
રે રે પ પ | ધ ધ પ પ | ગ મ પ ગ | મ રે સા -

રે પ મં પ | ગ મ રે સા | સા રે સા ની઼ | ધ઼ ની઼ ધ઼ પ઼

સા - રે સા | ગ મ પ પ | ગ મ પ ગ | મ રે સા સા
×
પ પ સાં - | સાં રેં સાં - | ગં મં પં ગં | મં રેં સાં -

સાં રેં સાં ની | ધ - ની પ | મંપધ મંપ મ રે | સા રે સા -
```

---

## કામોદ—ઝપતાલ

```
+          -                o          -
ઊ   -  |  ઠ   -   રે  |  મુ  સા  |  ફી  -  ર
રે   -  |  પ   -   પ   |  પ   પ   |  પ   -  પ

ક   બ  |  લગ  -   તું  |  સો  વે  |  ગો  અ  બ
મં  પ  |  ધ   -   પ   |  મં  પ   |  ગ   મ  રે

અ   વ  |  ધ   સ   બ   |  ખો  ઓ   |  યે  ક  બ
ધ   પ  |  ધ   મં  પ   |  ગ   મ   |  રે  સા સા

ર   બ  |  હો  -   સં  |  ભા  આ   |  રે  -  ગો
મ   રે  |  પ   -   ગ   |  ગ   મ   |  રે  -  સા
×
દો  -  |  દીન -   ફી  |  સાં આં  |  સ   -  કો
પ   -  |  સા  -   સાં |  રેં  રેં  |  સાં -  સાં

કયું -  |  ક   ર   ત   |  બિ  સ   |  બા  -  સ
ધ   -  |  સાં સાં રેં  |  સાં ની  |  ધ   -  પ

અં  -  |  ત   સ   મ   |  ય   ન   |  હો  -  ઊ
સાં -  |  મં  મં  રેં  |  સાં ની  |  ધ   -  પ

કા  આ  |  મ   ગુ  જ   |  આ   આ   |  વે  -  ગો
ગ   મ  |  ધ   ધ   પ   |  ગ   મ   |  રે  -  સા R.1
```

**તાન ૧.**

મંપ ધની | સાંરે સાંની ધપ | નીધ પમં | ધપ મગ રેસા R. 1

**તાન ૨.**

રે સા | ગ રે રે | મ ગ | પ મં મં

ધ પ | ની ધ પ | સાં ની | રેં સાં સાં

નીરેં સાંની | સાંની ધપ મંપ | નીની ધપ | પધ પમ ગરે

ગમ પધ | નીસાં રેંસાં નીધ | ગંરેં સાંની | ધપ મગ રેસા

R. 1, 2, 3, 4 & 5.

**( અંતરાની ) તાન ૩.**

ગંરેં ગંરેં | સાંની રેંસાં રેંસાં | નીધ સાંની | સાંની ધપ મંપ

ગમ પધ | નીસાં રેંરેં સાંની | સાંની સાંની | ધપ મગ રેસા

R. 5, 6, 7, & 8.

બંને મધ્યમ લેનારા રાગોનાં સાધારણ નિયમોમાંનાં પાંચમાં નિયમમાં જણાવી ગયા મુજબ રાગનો **તિરોભાવ** તથા **આવિર્ભાવ** કેવી રીતે થાય છે, તે ઉપલી તાનોની સ્વર રચનાઓ પરથી સહેલાઈથી સમજ પડશે.

---

## ( ૯ ) છાયાનટ રાગ વર્ણન.

જાતિ—સંપુર્ણ

અંગીક સ્વરો—**સા રે ગ મ પ ધ ની**

આંગતુક સ્વરો—**મં** તથા **ની.**

વાદી સંવાદી સ્વરો—પ તથા રે ( પુર્વાંગ વાદી )

પ્રકૃતિ—ચંચલ

ગાવાનો સમય—રાતનો પહેલો પ્રહર.

### વિશેષ માહિતી

( ૧ ) આ રાગ સંપુર્ણ છે. એની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છેઃ—

**સા, રે ગ મ પ, ની ધ, સાં; સાં ની ધ પ; ધ ની ધ પ, મં પ ધ પ; મ ગ, મ રે સા.**

( ૨ ) આ રાગનું મુખ્ય અંગ અથવા પકડ નીચે મુજબ ધ્યાનમાં રાખવુંઃ—

**ધ ધ પ પ, રે ગ મ પ, મ ગ, મ રે સા.**

આ સ્વરોનો ટુકડો કાને પડતાંજ આ રાગ તુરત ઓળખાઈ આવે છે. ઘણા ખરા ગાયકો પોતાનાં ગીતો આ અંગથીજ શરૂ પણ કરતા નજરે પડશે.

( ૩ ) જેમ **કામોદ** રાગમાં " રે પ " આ બે સ્વરોની સંગતી હતી, તેમ આ રાગમાં એથી ઊલટું " **પ રે** " સ્વરોની સંગતી નજરે પડશે, જે સંગતી આ રાગની એક પકડ ગણાય છે. **પંચમ** સ્વરથી **રિષભ** સ્વર **મીંડમાં** અથવા **ઘસીટથી** લેવામાં આવે છે, જેથી રાગની શોભામાં વધારો થાય છે. ધ્યાનમાં રાખવું જે " **રે રે પ પ** " આ સ્વરો કાને પડતાં **કામોદ** રાગનો ભાસ થાય છે. જ્યારે " **પ પ રે રે** " આ સ્વરોથી આ **છાયાનટ** રાગનો ભાસ થાય છે.

( ૪ ) આ રાગમાં " **રે ગ મ પ** " આ સ્વરોનો ટુકડો પણ અતિ મહત્વનો છે, જે આ રાગનો રાગવાચક ભાગ ગણાય છે. આ સ્વરોનો ટુકડો બીજા કોઈ પણ રાગમાં નજરે પડતાં તેમા **નટ** રાગનુ અંગ છે એમ સમજવું. **બિલાવલ** થાટનાં **શુદ્ધ નટ** રાગના અભ્યાસથી એ વિષે અધિક ખુલાસો થશે.

( ૫ ) આ રાગ **નટ, અલૈયા બિલાવલ,** ગૌડ તથા **હમિર** રાગોનાં મિશ્રણે ગવાય છે એવી સમજુત છે. ઊપલા રાગોમાં ગૌડ તથા **હમિર** આ બે રાગો તો આ **છાયાનટ** રાગના **સમપ્રકૃતિક** રાગો હોવાથી એ રાગોની છાયા સમપ્રકૃતિક રાગોનાં નિયમે આ રાગમાં જણાશે. એ રાગોનું વર્ણન આ થાટમાં આપવામાં આવ્યું છે, જેના અભ્યાસથી એ વિષે પુરતો ખુલાસો થશે. **નટ** તથા **અલૈયા બિલાવલ** રાગોનું વર્ણન બીજા પુસ્તકમાં **બિલાવલ** થાટમાં આપવામાં આવ્યું છે. આ રાગોનાં અંગો નીચે મુજબ છેઃ—

**નટ રાગનું અંગઃ સાં, ની ધ ની પ, રે ગ મ પ, મ.**

**અલૈયા બિલાવલ રાગનું અંગઃ પ પ, ધ ની ધ, ની સાં; સાં રેં સાં ની ધ, પ; ધ ની ધ પ, મ ગ, મ રે, સા.**

ઊપલાં સર્વે અંગો આ રાગમાં મિશ્ર થયલાં જણાશે.

( ૬ ) આ રાગમાં **ધૈવત** સ્વરનું પ્રબળ્ય પણ અધિક હોવાથી કેટલાકે એનેજ **વાદી** સ્વર માને છે, પરંતુ એ ભુલ ભરીઊ છે, કારણ આ રાગ એક **પુર્વાંગવાદી** રાગ છે, તેમજ રાતનાં પહેલા પહોરે ગવાતો હોવાથી રાગ સમયના નિયમ મુજબ **ધૈવત** સ્વરનું વાદીત્વ સ્વીકારી શકાય નહીં. બીજું **ધૈવત** સ્વરનું પ્રબળ્ય અધિક હોવાથી કુદરતી રીતે **નિષાદ** સ્વરની સ્થિતી આરોહી આવરોહીમાં તદ્દન દુર્બળ જણાશે.

( ૭ ) આ રાગમાં એના સમપ્રકૃતિક **કામોદ** રાગનું અંગ “ **ગ મ પ, ગ મ રે સા** ” વચ્ચે વચ્ચે નજરે પડશે.

( ૮ ) આ રાગમાં પણ આરોહીમાં **પંચમ** સ્વરની સંગતીમાં **તીવ્ર મધ્યમ,** તથા અવરોહીમાં **ધૈવત** સ્વરની સંગતીમાં **કોમળ નિષાદ** સ્વર આગતુક સ્વરો દાખલ લેવામાં આવે છે. આરોહીમાં **નિષાદ** તથા અવરોહીમાં **ગંધાર** સ્વરની સ્થિતી દુર્બળ હોવાથી એ સ્વરો ત્યાં ઘણું કરીને **વક્ર** રીતે લીધેલા જણાશે. કેટલાકોનું વળી કહેવું એમ છે કે જ્યારે આ રાગ આંગતુક સ્વરો લીધા વગર, તથા આરોહીમાં **નિષાદ** અને અવરોહીમાં **ગંધાર** સ્વર **સરળ** રીતે લઈ ગાવામાં આવે ત્યારે તેને “ **છાયા** ” રાગ કહેવો, પરંતુ ચાલુ વ્યવહારમાં એવો કાંઈ પણ ફરક રાખવામાં આવતો નથી, અને બંનેને “ **છાયાનટ** ” રાગનાં સાધારણ નામેજ ઓળખવો વધારે અનુકુળ છે.

( ૮ ) ધૈવત ગ્રહ તથા ષડજ ન્યાસ સ્વર છે.

( ૯ ) આ રાગનું ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**ધ ધ પ પ, રે ગ મ પ, મ ગ, મ રે, સા અથવા મ ગ, મ ની ધ પ, મં ધ પ; મ ગ, મ રે, સા.**

## રાગ વિસ્તાર.

( ૧ ) સા; ધ ધ પ પ, રે ગ મ પ, મ ગ, મ રે, સા રે સા.

( ૨ ) સા રે સા, ની ધ પ પ; પ પ રે રે, રે ગ મ પ; ગ મ પ, ગ મ રે સા.

( ૩ ) રે રે સા સા, ગ મ રે સા; પ પ, ગ મ પ, ગ મ રે સા; મ ગ, મ ની ધ પ, મં ધ પ; મ ગ, મ રે, સા રે સા.

( ૪ ) સા સા રે સા; સા રે ગ મ, રે સા; પ, મં પ ધ પ, ગ મ રે સા; ધ ધ પ પ, ગ મ રે; પ, ગ મ રે, સા રે સા; સાં રેં સાં ની ધ પ; મં પ ધ ની સાં રેં સાં ની ધ પ મ ગ રે સા ; ધ ધ પ પ, રે ગ મ પ, મ ગ, મ રે, સા.

**અંતરો** ( ૫ ) પ પ, સાં, સાં, સાં રેં સાં; રેં ગં મં પં, મં ગં રેં સાં; સાં સાં રેં રેં, સાં ની ધ પ; રે ગ મ પ, ગ મ રે સા.

( ૬ ) પ પ, ધ ની ધ, ની સાં, સાં; રેં ગં મં પં, ગં ગં મં રેં, સાં; સાં સાં રેં રેં, સાં ધ ની પ, રે ગ મ પ, મ ગ, મ રે, સા રે સા. ( આ અંતરાની સ્વર રચના **અલૈયા બિલાવલ** રાગનાં અંગે ફોરેલી જણાશે ).

**વિશ્રાન્તિ સ્થાનો**—સા, રેં તથા પ.

## છાયાનટ—ત્રિતાલ.

| + | – | ૦ | – |
|---|---|---|---|
| | | ધ ધ પ પ | રે ગ મ પ |
| મ ગ મ રે | સા રે સા – | સા સા ગ મ | રે રે સા – |
| સા રે સા ની | ધ ની ધ પ | પ પ રે રે | રે ગ મ પ |
| મ ગ મ રે | સા રે સા – | × પ પ સાં – | સાં રેં સાં – |
| રેં ગં મં પં | ગં મં રેં સાં | પ પ રેં રેં | સાં ની ધ પ |
| રે ગ મ પ | ગ મ રે સા | ધ ધ પ પ | રે ગ મ પ |

---

## છાયાનટ—ત્રિતાલ.

| + | – | ૦ | – |
|---|---|---|---|
| | – – – મ | ધુ રી – મુ | ર ત ગુ મ |
| | – – – ની | ધ પ – રે | રે ગ મ પ |
| રી ઈ ઈ ઈ | ઈ ઈ ઈ – | સુ ધ બુ – | ઘ મ રી – |
| મ ગ મ રે | સા રે સા – | સા સા ગ – | મ રે સા – |
| ઈ – ઈ ગુ | મા આ વ ત | નીં દીં યાં – | આં આંઆં આંઆં ન |
| સા – રે સા | ધ ની પ પ | પ પ રે – | રે ગરે ગમ પ |
| આ આ આ આ | આ આ વે મ | ધુ રી – મુ | ર ત ગુ મ |
| મ ગ મ રે | સા રે સા ની | ધ પ – રે | રે ગ મ પ |
| રી – ઈ – | ઈ ઈ ઈ – | × ત ન મ ન | ધ ન સ બ |
| મ – ગ – | મ રે સા – | પ પ સાં સાં | સાં સાં સાં સાં |

| | | | |
|---|---|---|---|
| પી યું ઊં પ અ ર | વા આ આ રૂં | સ ક લ સૌં | – સા આ ર |
| રેં ગંરેં ગંમં પં | મં ગં રેં સાં | સાં સાં રેં સાં | – ધ ની પ |

| | | | |
|---|---|---|---|
| મો ઓ ઓ હે એ ન | ભા આ વે મ | ધુ રી – મુ | ર ત ણુ મ |
| રે ગરે ગમ પ | સા રે સા ની | ધ પ – રે | રે ગ મ પ |

---

## ( ૧૦ ) ગૌડ સારંગ રાગ વર્ણન.

જાતિ—સંપુર્ણ.

અંગીક સ્વરો—**સા રે ગ મ પ ધ ની**

આંગતુક સ્વરો—**મં** તથા **ની**

વાદી સંવાદી સ્વરો—ગ તથા ધ ( પુર્વાંગ વાદી )

પ્રકૃતિ—ચંચલ

ગાવાનો સમય—રાતનો પહેલો પ્રહર

### વિશેષ માહિતી

( ૧ ) આ રાગ સંપૂર્ણ છે. એની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છેઃ—**સા, રે સા, ગ રે, મ ગ, પ મં, ધ પ, ની ધ, સાં,**

**સાં ધ, ની પ, ધ મં, પ ગ, મ રે, પ, રે સા.**

( ૨ ) ઊપલી આરોહી અવરોહીની સ્વર રચના પરથી એવું જણાશે કે આ રાગમાં સર્વ સ્વરો વક્ર રીતે લેવામાં આવે છે. આ ઊપરથી એમ નહી સમજવું કે આ રાગમાં ચાલુ એજ પ્રમાણે સર્વ સ્વરો વક્ર રીતે લેવા. ગાતી વખતે એટલું બધું વક્રતા કદી પણ સંભાળી શકાય નહીં, માટે એનો અર્થ એટલોજ સમજવો કે આ રાગનું સ્વરૂપ વક્ર જણાશે.

( ૩ ) આ રાગનું મુખ્ય અંગ નીચે મુજબ ધ્યાનમાં રાખવુંઃ—

" **રે સા, ગ રે, મ ગ; રે ગ રે મ ગ.**" આ સ્વરો કાને પડતાંજ આ રાગ તુરત ઓળખાઈ આવે છે. આ અંગ બીજા જે જે રાગોમાં સામેલ થાય તે તે રાગોમાં પોતાની છાયા ઊત્પન્ન કરે છે, અને તેથી તેવા રાગોનાં નામ દેતાં "ગૌડ" એવું પદ જોડવું પડે છે. આગળ ચાલતાં એવા રાગોનો અભ્યાસ કરવે એ વિષે પુરતી માહિતી મળશે.

( ૪ ) આ રાગમાં **ગંધાર** સ્વરનું પ્રબળ્ય અધિક છે. આલાપ કરતાં સર્વ તાનો એજ સ્વર ઊપર પુરી કરેલી જણાશે, અને પછી **ષડજ** સ્વર પર જવા માટે પ્રથમ **પંચમ** સ્વર લઈ " **રે સા** " સ્વરો લીધેલા જણાશે, જેમકે

" **સા, રે સા, ગ રે, મ ગ; રે ગ રે મ ગ; પ, રે સા.** "

( ૫ ) આ રાગમાં **ધૈવત** સ્વરનું પ્રબળ્ય પણ અધિક હોવાથી કેટલાકો એનેજ **વાદી** માને છે. ગ્રંથોમાં આ રાગ ગાવાનો સમય મધ્યાન કાળ એટલે **બપોરનો** માનેલો છે, જેથી **ધૈવત** સ્વરને વાદી ગણવામાં ઝાઝી હરકત જેવું નથી, પરંતુ આ રાગ એક **પુર્વાંગ વાદી** રાગ હોવાથી, તેમજ આ રાગમાં ચાલુ વ્યવહારમાં **તીવ્ર મધ્યમ** સ્વરનો પણ ઊપયોગ થતો હોવાથી, રાગ ગાવાનાં સમયનાં નિયમ મુજબ રાત્રે ગાવાનો માની **ગંધાર** સ્વરને **વાદી** ગણવો વધારે અનુકૂળ છે.

( ૬ ) આ રાગનું નામ " **ગૌડ સારંગ** " છે, જેથી આ રાગ **કાફી** થાટનાં **સારંગ** નામે રાગનો એક પ્રકાર છે એમ સમજવું નહીં. આ રાગ **સારંગ** રાગથી તદન નિરાળો એક સ્વતત્ર રાગ છે, અને એમાં **સારંગ** રાગનું કાંઈ પણ અંગ નજરે પડશે નહીં. ચાલુ વ્યવહારમાં આ રાગને "**ગૌડ સારંગ**" ન કહેતાં ફક્ત " **ગૌડ** " કરીનેજ ઓળખવામાં આવે છે.

( ૭ ) બને **મધ્યમ** લેનારા રાગોનાં સાધારણ નિયમો મુજબ આ રાગની આરોહીમાં **પંચમ** સ્વરની સંગતીમાં **તીવ્ર મધ્યમ**, તથા અવરોહીમાં **ધૈવત** સ્વરની સંગતીમાં **કોમળ નિષાદ** સ્વર આગંતુક સ્વરો દાખલ લેવામાં આવે છે. આરોહીમાં **નિષાદ** સ્વર તથા અવરોહીમાં **ગંધાર** સ્વર વક્ર રીતે લેવામાં આવે છે. આ રાગમાં " **રે સા, ગ રે, મ ગ** " આ સ્વરોનો ટુકડો મુખ્ય અંગ હોવાથી તેમજ તેમાં **ગંધાર** સ્વર અતિ મહત્વનો હોવાથી **ગંધાર** સ્વરની વક્રતાનો **નિયમ** અનેક વેળા ધંકાઈ ગયલો જણાશે.

( ૮ ) **ષડજ** ગ્રહ તથા તથા **ગંધાર** ન્યાસ સ્વર છે.

( ૯ ) આ રાગનું ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**સા, રે સા, ગ રે, મ ગ; રે ગ રે મ ગ; પ, રે સા.**

## રાગ વિસ્તાર

( ૧ ) સા, રે સા, ગ રે, મ ગ; રે ગ રે મ ગ; પ, રે સા.

( ૨ ) સા રે સા, ધ્ ની ધ્ પ, ધ સા; ગ રે, મ ગ, મ રે સા.

( ૩ ) સા રે મ ગ; પ પ મં પ, ધ ધ પ, ધ પ, મ ગ; રે ગ રે મ ગ; પ, રે સા.

( ૪ ) ધ ધ મં પ, ની ધ મં પ, ધ મં પ, ધ પ, મ ગ; રે ગ રે મ ગ; પ, રે સા.

( ૫ ) ધ ધ મં પ, ની ધ, સાં ની ધ, ની ધ પ; મં પ, ની ધ પ, મં પ ધ, મં પ, મ ગ; ની ધ મં પ, મ ગ; રે ગ રે મ ગ, પ, રે સા.

**અંતરો** ( ૬ ) પ પ સાં, સાં, સાં રેં સાં; સાં ધ સાં રેં, સાં ધ, ની પ; મં પ, ધ ની ધ પ, મ ગ; મં પ ધ ની સાં રેં સાં ની ધ પ મ ગ, રે સા; ની સા, ગ રે, મ ગ.

**વિશ્રાન્તિ સ્થાનો—સા,** ગ તથા પ.

## ગૌડ સારંગ—ત્રિતાલ

| + | − | ૦ | − |
|---|---|---|---|
| | ગ મ ધ પ | ગ મ રે સા | − રે સા − |
| ગ રે મ ગ | ગ મ પ ધ | મં પ મ ગ | ધ મં પ ગ |
| મ રે સા − | સા સા ગ રે | મ ગ પ મં | ધ પ ની ધ |
| સાં ની ધ પ | પ ધ મં પ | ગ મ રે સા | − રે સા − |
| ગ રે મ ગ | × પ પ ધ પ | સાં − રેં સાં | ની ધ સાં રેં |
| સાં ધ ની પ | મં મં પ પ | સાં ધ ની પ | ગ મ રે પ |
| ગ મ રે સા | ગ મ ધ પ | ગ મ રે સા | − રે સા − |

## ગૌડ સારંગ—ત્રિતાલ ( દ્રુત લય )

| + | | | | – | | | | ० | | | | – | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | ની | સા | ગ | રે |
| મ | ગ | – | પ | – | ની | ધ | પ | મ | ગ | રે | ગ | – | રે | સા | – |
| ગ | મ | પ | સાં | – | રેં | સાં | ની | ધ | પ | મ | પ | ધ | ની | મં | પ |
| ધ | ગ | – | મ | ધ | પ | મ | ગ | રે | ગ | – | રે | સા | – | ની | સા |
| ની | ધ | પ | મ | ગ | રે | ની | સા | ગ | ગ | રે | સા | ની | સા | ગ | રે |
| × | | | | | | | | | | | | | | | |
| ગ | મ | પ | ગ | મ | પ | ની | સાં | રેં | સાં | ની | સાં | ગં | ગં | પં | પં |
| મં | ગં | રેં | ગં | – | રેં | સાં | ધ | ની | સાં | ધ | ની | સાં | ની | ધ | પ |
| ધ | ગ | – | મ | ધ | પ | મ | ગ | રે | ગ | – | રે | સા | – | ની | સા |
| ની | ધ | પ | મ | ગ | રે | ની | સા | ગ | ગ | રે | સા | ની | સા | ગ | રે |

——:०:——

## ગૌડ સારંગ—એક તાલ.

| + | | ० | | – | | ० | | – | | – | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | દ | રા | દીં | ઈ | ત | નાં |
| | | | | | | ની | સા | ગ | રે | મ | ગ |
| તા | આ | નુ | – | ત | ન | દે | રે | ના | ત | દા | રે |
| ની | ધ | પ | – | પ | પ | ગ | ગ | રે | મ | ગ | રે |
| દા | ની | ત | દા | – | ની | દ | રા | દીં | ઈ | ત | નાં |
| સા | સા | રે | સા | – | સા | ની | સા | ગ | રે | મ | ગ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| × | | | | | |
| ના દ્રે | દ્રે – | તું દ્રે | દ્રે એ | દ્રે દ્રે | તોં – |
| ગ મ | પ – | પ પ | સાં ધ | સાં સાં | સાં – |
| ત ન | ની ત | દા રે | દા ની | દ્ર દ્રે | તોં – |
| સાં ધ | સાં રેં | સાં ની | ધ પ | પ પ | સાં – |
| ત ન | ન ન | ની તા | – રે | તા આ | આ આ |
| ની ધ | પ પ | મ ગ | – મ | ગ રે | મ ગ |
| આ – | દા – | ની – | દ રા | દીં ઈં | ત નોં |
| પ – | રે – | સા – | ની સા | ગ રે | મ ગ |

---

## ( ૧૧ ) હમિર રાગનું વર્ણન.

જાતિ—સંપુર્ણ.
અંગીક સ્વરો—**સા રે ગ મ પ ધ ની**
આગંતુક સ્વરો—**મં** તથા **ની**
વાદી સંવાદી સ્વરો—**સા** તથા **પ** ( પુર્વાંગ વાદી )
પ્રકૃતિ—સાધારણ ગંભિર
ગાવાનો સમય—રાતનો પહેલો પ્રહર.

### વિશેષ માહિતી

( ૧ ) આ રાગ સંપુર્ણ છે. એની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છે:— **સા, રે સા, ગ મ ધ, ની ધ સાં;**

**સાં ની ધ પ, મં પ ધ પ, ગ મ રે સા.**

( ૨ ) આ રાગમાં " **ગ મ ધ** " આ ત્રણ સ્વરોનો ટુકડો અતિ મહત્વનો છે, જે કાને પડતાંજ આ રાગ તુરત ઓળખાઈ આવે છે. એ સ્વરોનો ટુકડો આ રાગની એક પકડ ગણાય છે, માટે એ બહુ ધ્યાનમાં રાખવો. ઊપલા ટુકડામાં **ધૈવત** સ્વર પર થોડું **આંદોલન** કરવામાં આવે છે, જેથી ત્યાં " ની ધ, ની ધ, ની ધ " આ પ્રમાણે થોડો **નિષાદ** સ્વરનો સ્પર્શ થાય છે. એકાદ કુશળ ગાયકને આ રાગ ગાતાં સાંભળશો, તો એ કૃત્ય સહેલાઈથી સમજ પડશે.

( ૩ ) આ રાગમાં **ધૈવત** સ્વરનું પ્રબળ્ય અધિક હોવાથી બહુ મતે એજ સ્વરને **વાદી** માનવાનો ચાલ છે, પરંતુ આ રાગ એક **પુર્વાંગવાદી** રાગ હોવાથી તેમજ રાતને પહેલે પહોરે ગાવામાં આવતો હોવાથી રાગ સમયનાં નિયમ મુજબ **ધૈવત** સ્વરનું વાદીત્વ સ્વીકારવું અનુકૂળ નથી. જો **ધૈવત** સ્વરનેજ **વાદી** માંન્યે તો રાતે ગવાતા રાગોનો આ રાગ એક અપવાદજ ગણાશે. એક બીના ધ્યાનમાં રાખવી કે રાગોમાં કોઈ એકાદ સ્વર પર વધુ વજન આવે તો હમેશ તેનેજ વાદી ગણવો જોઇએ એવું કાંઈ નથી. સ્વરના પ્રબળ્યતા ઊપરાંત રાગના બીજા નિયમો પર પણ ધ્યાન આપી **વાદી** સ્વર મુકરર કરવાની જરૂર છે.

( ૪ ) આ રાગનું રૂપ **ગૌડ સારંગ** રાગનાં જેવુંજ વક્ર જણાશે. આ રાગને **ગૌડ સારંગ** રાગથી નિરાળો રાખવા માટે એની સ્વર રચનામાં આ રાગનું મુખ્ય અંગ "**ગ મ ધ**" બહુ ખુબીથી જોરી દેવામાં આવે છે, જેમકે **સા, રે સા, ગ રે, મ ગ, પ મં, ધ પ, ની ધ, સાં, સાં રેં સાં; સાં ધ, ની પ, ધ મં, પ ગ, મ રે; ગ મ ધ પ, ગ મ રે, સા; ગ મ ધ.** ઊપલા સ્વર રચનામાં "**ગ મ ધ**" આ સ્વરો કાંને પડતાંજ આ રાગ **ગૌડ સારંગ**થી નિરાળો ઓળખાઈ આવે છે. **ગૌડ સારંગ** રાગના વર્ણનમાં જણાવી ગયા મુજબ સ્વરો એ મુજબ હમેશ વક્ર લેવાજ જોઈએ એવું કાંઇ નથી.

( ૫ ) આ રાગમાં પણ આરોહીમાં **પંચમ** સ્વરની સંગતીમાં **તીવ્ર મધ્યમ** સ્વર, તથા અવરોહીમાં **ધૈવત** સ્વરની સંગતીમાં **કોમળ નિષાદ** સ્વર આંગતુક સ્વરો દાખલ લેવામાં આવે છે આરોહીમાં **નિષાદ** સ્વર તથા અવરોહીમાં **ગંધાર** સ્વર વક્ર રીતે લેવાય છે, કારણ એ સ્વરોની સ્થિતી ત્યાં દુર્બળ છે. આ રાગમાં એ સ્વરોની વક્રતાનો ભગ થવે તુરત **કલ્યાણ** રાગની છાયા ઊત્પન્ન થશે, જે ભાસ દુર કરવા માટે આ રાગનું મુખ્ય અગ "**ગ મ ધ**" બહુ ખુબીથી જોરી દેવામાં આવે છે, જેમકે "**સાં ની ધ પ, ધ પ ગ રે, ગ પ ગ રે, ગ રે સા; ગ મ ધ.**" આ રાગ **કલ્યાણ**નો એક પ્રકાર મનાય છે, જેથી એને "**હમિર કલ્યાણ**" કરીને પણ ઓળખવામાં આવે છે. એમાં વચ્ચે વચ્ચે **કલ્યાણ** રાગનું અંગ નજરે પડશે.

( ૬ ) આ રાગનું ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**સા, ગ મ ધ, ની ધ સાં; રેં સાં, ની ધ પ; મં પ ધ પ, ગ ગ મ રે;**

**ગ મ ધ પ, ગ મ રે સા; ગ મ ધ.**

( ૭ ) **ગંધાર ગ્રહ** તથા **ધૈવત ન્યાસ** સ્વર છે.

( ૮ ) આ રાગમાં એના સમપ્રકૃતિક રાગો કેદાર, કામોદ, શ્યામ, વગેરેની છાયા વચ્ચે વચ્ચે નજરે પડશે.

## રાગ વિસ્તાર

( ૧ ) સા, રે સા, ગ મ ધ, ની ધ, સાં ની ધ પ; ગ મ ધ પ, ગ મ રે; ધ પ, ગ મ રે; સા રે સા; ગ મ ધ.

( ૨ ) સા રે સા, ન઼ી ધ઼ પ઼; મં઼ પ઼ ધ઼ પ઼, સા; સા રે સા; ગ મ ધ પ, ગ મ રે સા; ગ મ ધ.

( ૩ ) સા રે સા; ગ મ ધ પ, ગ મ રે સા; ની ની ધ, ની ધ પ; મં પ, ધ ધ પ પ, પ ગ મ રે; ગ મ, ની ધ, સાં ની ધ પ, મં પ ધ પ, ગ મ રે, સા; સાં ની ધ પ, ગ પ ધ પ, ગ રે સા; ગ મ ધ.

( ૪ ) સા રે સા સા, મ ગ પ મં, ધ પ ની ધ, સાં; સાં રે સાં; સાં ધ ની પ, ધ મં પ ગ, મ રે; ગ મ ધ ધ, પ, ગ મ રે, સા રે સા; ગ મ ધ.

( ૫ ) સા રે ગ મ પ ધ ની સાં, ગં મં ગં રેં સાં ની ધ પ, મં પ ધ ની સાં ની ધ પ, મં પ ધ પ, મ ગ રે સા, ગ મ ધ.

અંતરો ( ૬ ) પ પ સાં, સાં, સાં રેં સાં,ધ સાં; સાં રેં સાં, ની ધ પ; સાં ની ધ, ની઼ ધ પ; મં પ ધ ધ પ, ગ મ રે; ગ મ ધ પ, ગ મ રે સા; ગ મ ધ.

વિશ્રાન્તિ સ્થાનો—સા, રે તથા પ.

---

## હમિર—ત્રિતાલ

| + | | | | − | | | | ० | | | | − | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | સાં | સાં | ની | ધ | મં | પ | ગ | મ |
| ધ | − | − | − | સાં | ની | ધ | પ | પ | − | પ | − | ધ | ધ | મં | પ |
| ગ | ગ | મ | રે | સા | રે | સા | − | સા | સા | મ | ગ | પ | મં | ધ | પ |

નીધ સાં રેં | સાં નીધ પ | સાં સાં નીધ | મં પ ગ મ
×
ધ – – – | – – – – | પ – પ પ | સાં – સાં –
ધ ધ સાં – | સાં રેં સાં – | સાં – સાં ની | ધ ધ ની ધ
સાં રે સાં ની | ધ ધ પ પ | મં મં પ પ | ધ ધ પ પ
ગ ગ મ રે | સા રે સા – | સા સા મ ગ | પ મં ધ પ
નીધ સાં રે | સાં નીધ પ | સાં સાં નીધ | મં પ ગ મ

---

## હમિર—ત્રિતાલ ( દ્રુત લય )

+ – ૦ –

| | ની સાં – ધ | – પ ગ મ
ધ – – – | – – – – | ની સાં – ધ | – પ ગ મ
ધ – પ – | ગ – રે – | સા – સા – | રે – ગ મ
પ ગ – રે | સા – – – | ની સાં – ધ | – પ ગ મ
×
ધ – – – | – – – – | પ – પ ધ | સાં – સાં સાં
ની રેં સાં – | – ગં – મં | ગં રેં સાં – | – સાં – રેં
સાં ની ધ – | – – પ – | ધ પ – મ | ગ – – –
ગ પ – રે | સા – – – | ની સાં – ધ | – પ ગ મ

---

## હમિર—ત્રીતાલ ( વિલંબિત લય )

| + | – | ০ | – |
|---|---|---|---|
| | | :કો – – – ન – બ – | તા આ આ આ વે – એ – |
| | | :મં – – – પ – ધ – | પ ધ મં પ ગ – મ – |
| બા – આ આ આ આ ટ – | ગુ – રૂ ઊ ઊ બી ઈ ન અ: | બ – ડા આ આ – બી – | ક – ટ – ય – મ – |
| ધ – ની ધ ની ધ ની – | પ – ધની સાં ની ધ મં પ: | ગ – મ ગ મ – ધ – | મં – પ – મ – રે – |
| ધા આ આ આ આ – ટ – | ગુ – રૂ – બી – ન – | કો – – – ન – બ – | તા આ આ આ વે – એ – |
| ગ મ ધ મં પ – ગ – | ગ – મ – રે – સા – | મં – – – પ – ધ – | પ ધ મં પ ગ – મ – |
| બા – આ આ આ આ ટ – | ગુ – રૂ ઊ ઊ બી ઈ ન અ | × :આહું – – – તી – રી – | પ – હા – ડી – – – |
| ધ – ની ધ ની ધ ની – | પ – ધની સાં ની ધ મં પ | :પ – – – સાં – સા – | સાં – સાં – સાં – – – |
| ન – દી – યાં – આં – | બી – ચ – મો ઓ ઓ – : | :અ – હું – – – કા – | – – ર – રી – ધ – |
| ધ – ની – સાં – રેં – | ની – સાં – ની ધ પ – : | :મં – પ – – – પ – | – – પ – ગ – મ – |
| બા – આ આ આ આ ટ – | ગુ – રૂ ઊ ઊ બી ઈ ન અ: | કો – – – ન – બ – | તા આ આ આ વે – એ – |
| ધ – ની ધ ની ધ ની – | પ – ધની સાં ની ધ મં પ: | મં – – – પ – ધ – | પ ધ મ પ ગ – મ – |

## ( ૧૨ ) શ્યામ રાગનું વર્ણન

જાતિ—ષાડવ સંપુર્ણ
અંગીક સ્વરો—**સા રે ગ મ મં પ ધ ની**
વાદી સંવાદી સ્વરો—**સા** તથા **મ** ( પુર્વાંગ વાદી )
પ્રકૃતિ—સાધારણ ગંભીર
ગાવાનો સમય—રાતનો પહેલો પ્રહર.

### વિશેષ માહિતી

( ૧ ) આ રાગની **આરોહીમાં** ધૈવત સ્વર વર્જ્ય છે, જેથી આરોહીમાં છ સ્વરો લાગે છે. અવરોહીમાં સાતે સ્વરો લેવામાં આવે છે, જેથી એ **ષાડવ સંપુર્ણ** જાતિનો રાગ કહેવાય છે. આ રાગની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છે:—

**ની સા, રે, મં પ; ગ મ પ ધ મં પ, ની સાં; સાં, ની ધ પ; મં પ ધ, મં પ, મ ગ; ગ મ પ ધ મં પ; ગ મ પ, ગ મ રે, ની સા.**

( ૨ ) આ રાગમાં **તીવ્ર મધ્યમ** સ્વરનો કેવી ખુબીથી **આરોહીમાં** ઉપયોગ કરવામાં આવે છે, તે ઉપલી સ્વર રચના પરથી જણાશે. ધ્યાનમાં રાખવું કે આ રાગમાં **તીવ્ર મધ્યમ** સ્વર પણ **શુદ્ધ મધ્યમ** સ્વરની માફક એક **અંગીક** સ્વર છે, જે વગર આ રાગ ગાઈ શકાયજ નહીં. **તીવ્ર મધ્યમ** સ્વર આરોહીમાં "**ગ મં પ**" આ પ્રમાણે લેવો નહી, કારણ તેમ થતાંજ **યમન** રાગની છાયા ઉત્પન્ન થઈ રાગહાની થશે. **શુદ્ધ મધ્યમ** સ્વર આરોહી તેમજ અવરોહી એ બંનેમાં લેવાય છે.

( ૩ ) આ રાગમાં આરોહીમાં **નિષાદ** સ્વર વક્ર ન લેતાં તદ્દન સ્પષ્ટ રીતે લેવાય છે અને રાગને ઘણુંજ વૈચિત્ર્ય આપે છે. અવરોહીમાં **ગંધાર** સ્વર પણ સ્પષ્ટ લેવાય છે, પરંતુ આ રાગમાં ઠેકઠેકાણે એના સમપ્રકૃતિક રાગ **કામોદનું** અંગ "**ગ મ પ, ગ મ રે સા**" આવતું હોવાથી તે અગ દેખાડવા અવરોહીમાં **ગંધાર** સ્વર વક્રરીતે પણ લેવાય છે. આ ઉપરથી જણાશે કે આ રાગ બંને મધ્યમ લેનારા રાગોના આગળ જણાવી ગયલા સાધારણ નિયમોનો એક અપવાદજ કહેવાશે.

( ૪ ) "**રે, મ રે, ની સા, રે**" આ સ્વરોનો ટુકડો આ રાગની એક ઘણીજ મધુર તાન છે. આ તાનથી **મલ્હાર** કિંવા **સોરઠ** નામે રાગોનો એકાદ પ્રકાર

દેખાવાનો સંભવ હોય છે, તેમ તે ન દેખાવા માટે ગાયક છેવટના "રે" સ્વર પરથી એકદમ **"મં પ"** એવો આરોહ કરે છે, જેમકે **"રે, મ રે, ની સા, રે, મં પ,"** કારણ એ રાગોમાં **તીવ્ર મધ્યમ** લેવામાં આવતો નથી. બીજું ઊપલી તાનમાં એવું દેખાશે કે અવરોહી કરતાં **મધ્યમ** સ્વર પરથી **રિષભ** સ્વર **મીંડમાં** લેવામાં આવે છે, અને એ કૃત્ય કરતી વખતે ધૈવતથી થોડો ગંધાર સ્વરનો સ્પર્શ થાય છે, જે **ગુપ્ત ગંધાર** કહેવાય છે. ત્યાર પછી **"ની સા"** આ સ્વરો ઘણાજ મધુર રીતે લેવામાં આવે છે. એ સર્વ કૃત્યો બહુ ખુબીથી કરવામાં આવે છે, જેના યોગે આ રાગનું રૂપ તદ્દન નિરાળું તથા સ્વતંત્ર દેખાઈ આવે છે.

( ૫ ) આ રાગમાં વચ્ચે વચ્ચે **"રે મ"** તથા **"રે પ"** સ્વરોની સંગતી નજરે પડશે.

( ૬ ) આ રાગમાં **સા, મ** તથા **પ** આ ત્રણ સ્વરોનું પ્રમાણ અધિક જણાશે. કેટલાકો વળી આ રાગમાં **પંચમ** સ્વરને વાદીમાંની પોતાના ગાવામાં **કામોદ** રાગનું અંગ અધિક દેખાડે છે.

( ૭ ) આ રાગને ચાલુ વ્યવહારમાં **શ્યામ** કલ્યાણ કરીને કહે છે. પ્રાચીન ગ્રંથોમાં **"શ્યામ"** એટલુંજ નામ આપ્યું છે, માટે આપણે પણ આ રાગને એજ નામે ઓળખશું.

( ૮ ) આ રાગ સાધારણ રાગો પૈકી નથી. મોટા પ્રસિદ્ધ ગાયકોજ આ રાગ કુશળતાથી ગાય છે, માટે ચાલુ વ્યવહારમાં આ રાગ જવલેજ ગાયલો નજરે પડશે.

( ૯ ) આ રાગનું ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—**રે, મ રે, ની સા, રે, મં પ; ગ મ પ ધ, મં પ; ગ મ પ, ગ મ રે, ની સા; પ ની સા, રે, ની સા.**

## રાગ વિસ્તાર

( ૧ ) સા, રે, મ રે, ની સા, રે, મં પ; પ, ધ પ મં પ, મ રે; પ ગ, મ રે, ની સા.

( ૨ ) પ ની, સા; રે, ની સા; મ ગ મ રે, ની સા; મં પ ધ પ, મં પ મ રે; પ ગ મ રે, ની સા.

( ૩ ) મ મ, રે, ની સા; રે ની; મ રે ની; પ ની, રે, ની સા; સા રે મં પ, ગ મ રે, ની સા.

( ૪ ) પ પ ની સા, રે રે ની સા; મં પ રે ની સા; રે મ રે, મં પ, ની મં પ; મં પ ધ મં પ, મ ગ; ગ મ પ ધ મં પ; ગ મ પ, ગ મ રે, ની સા, રે, મં પ.

અંતરો ( પ ) પ પ, સાં, સાં, રેં ની સાં; ની સાં રેં, મં રેં, ની સાં, ની ધ પ; મં પ પ, ની રેં ની, મં પ; મં પ પ, ધ મં પ, મ ગ; ગ મ પ ધ મં પ; ગ મ પ, ગ મ રે, ની સા.

વિશ્રાંતિ સ્થાનો—સા, રે, ગ, પ તથા ની.

---

### શ્યામ—ઝપ તાલ

| | | | | |
|---|---|---|---|---|
| + | − | o | − | |
| પ પ | ગ મ રે | સા રે | ની ની સા | |
| મં મં | પ પ ધ | મં પ | મ મ ગ | R. 1, 2. |
| × | | | | |
| પ પ | સાં – સાં | સાં – | રેં ની સાં | |
| ની સાં | રેં મં રેં | ની સાં | ની ધ પ | |
| મં મં | પ – પ | ની રેં | ની મં પ | |
| મં મં | પ પ ધ | મં પ | મ મ ગ | R. 1, 2. |

---

**શ્યામ—ઝપતાલ**

| + | | | – | | | ૦ | | | – | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બી | – | | ન અ | અ | તી | સુ | ણિ | | ન | અ | હો |
| પ | – | | મગ | મ | રે | સા | રે | | ની | સા | સા |
| ઉ | મ | | રી | ઇ | ઓ | જ | ગ | | પ | અ | તી ઈ |
| પ | મ | | મં | પ | ધ | પ | ધ | | મં | પ | મ ગ |
| × | | | | | | | | | | | R. 1, 2. |
| તું | – | | ખા | – | પ | ક | – | | સ | બ | મે |
| પ | – | | સાં | – | સાં | સાં | – | | સાં | રેં | સા |
| ખા | આ | | ન | – | ધ | ર | ત | | તે | – | રો |
| સાં | ધ | | સાં | – | રેં | સાં | ની | | ધ | – | પ |
| પા | – | | મ | – | ર | ઉ | મ | | સ | બ | હયે |
| મં | – | | મં | – | પ | પ | ની | | મં | પ | પ |
| કયા | જા | | ને | એ | લી | લા | આ | | તે | – | રી ઈ |
| મં | મં | | મં | પ | ધ | ધ | મં | | પ | – | મ ગ |

---

## ( ૧૩ ) મલ્લુહા રાગનું વર્ણન.

જાતિ—ઓડવ સંપુર્ણ.
અંગીક સ્વરો—**સા રે ગ મ પ ધ ની**
આગતુક સ્વર—**મં**
વાદી સંવાદી સ્વરો—**પ** તથા **સા** ( પુર્વાંગ વાદી )
પ્રકૃતિ—મધ્ય ગંભીર.
ગાવાનો સમય—રાતનો પહેલો પ્રહર.

### વિશેષ માહિતી.

( ૧ ) આ રાગ કેદારા રાગનો એક પ્રકાર છે. એમાં આરોહીમાં રિષભ તથા ધૈવત આ બે સ્વરો વર્જ છે, તથા અવરોહીમાં સાતે સ્વરો લેવામાં આવે છે,

તેથી એ **ઓડવ સંપુર્ણ** રાગ કહેવાય છે. આ રાગની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છેઃ—

**સા, ગ મ પ, ની સાં; સાં ની ધ પ; ગ મ પ, ગ મ રે, ની સા.**

( ૨ ) આ રાગમાં **કામોદ** તથા **શ્યામ** રાગોનું મિશ્રણ નજરે પડશે. આ બંને રાગોનાં અંગો વચ્ચે વચ્ચે જણાશે.

( ૩ ) અવરોહીમાં **ગંધાર** સ્વર હંમેશ વક્ર રીતે લેવાય છે. આરોહીમાં **ધૈવત** સ્વર વર્જ્ય હોવાથી **નિષાદ** સ્વર સ્પષ્ટ રીતે **શ્યામ** રાગની માફક લેવાય છે.

( ૪ ) **તીવ્ર મધ્યમ** સ્વર આરોહીમાં પંચમ સ્વરની સંગતીમાં એક આંગતુક સ્વર દાખલ લેવામાં આવે છે.

( ૫ ) આ રાગમાં **મંદ્ર સપ્તકનો** અધિક ઉપયોગ થાય છે, અને સાવકાશ રીતે ગાતાં ત્યાં આ રાગ બહુ સુંદર લાગે છે.

( ૬ ) અવરોહીમાં પણ **ધૈવત** સ્વર બહુ થોડા પ્રમાણમાં લેવાય છે, જેથી વચ્ચે વચ્ચે "**ની પ**" સ્વરોની સંગતી નજરે પડશે.

( ૭ ) આ રાગનુ ટુંક સ્વરૂપ નીચે મુજબ છે.

**સા, પ઼ મ઼ મ઼, પ઼; પ઼ ની઼ સા, રે રે સા; ગ મ પ, ગ મ રે, ની઼ સા.**

## રાગ વિસ્તાર.

( ૧ ) સા, રે સા; પ઼, મ઼, પ઼, ની઼, સા; રે રે સા.

( ૨ ) ની઼ સા રે સા, ની઼ રે સા; પ઼ ની઼ સા, રે રે સા; ગ મ પ, ગ મ રે, ની઼ સા.

( ૩ ) સા, પ઼ મ઼ મ઼, પ઼ સા ; સા મ, ગ પ, પ ધ, પ; મં પ ધ, મં પ, મ રે સા; રે સા, પ઼; પ઼ મ઼ મ ગ઼, પ઼, ની઼ સા; ગ મ પ, ગ મ રે, ની઼ સા.

( ૪ ) ની઼ સા, ગ મ પ; ની પ, ગ મ રે, ની રે સા ; ની઼ સા ગ મ પ, ગ મ રે, ની઼ સા.

**અંતરો** ( ૫ ) પ પ, સાં, સાં, સાં રે‌ં સાં ; પ ની સાં રે‌ં, સાં ની ધ, પ; ગ મ પ, ગ મ રે, ની઼ સા; સાં પ, ગ મ રે, ની઼ રે સા; પ મ઼ મ઼ પ઼, ની઼ પ મ઼ પ઼, ની઼ સા; મ મ રે, ની઼ સા; ગ મ પ રે, ની઼ સા.

**વિશ્રાંતિ સ્થાનો—સા,** રે તથા **પ.**

———:०:———

## મલ્હા—ત્રિતાલ.

| + | − | ૦ | − |
|---|---|---|---|
| | | | રે સા પ઼ મ઼ |
| પ઼ − પ઼ − | પ઼ ની સા રે | સા − સા − | સા સા ગ ગ |
| ગ ગ મ રે | ગ મ પ ગ | મ રે ની સા | રે સા પ઼ મ઼ |
| પ઼ − પ઼ − | પ઼ ની સા રે | સા − સા − | × પ પ સાં − |
| સાં − રેં સાં | પ ની સાં રેં | સાં ની ધ પ | સા સા મ ગ |
| પ પ ધ પ | ગ મ પ ગ | મ રે ની સા | સા પ મ઼ મ |

—૦—

## મલ્હા—ત્રિતાલ.

| + | − | ૦ | − |
|---|---|---|---|
| | | કએ સે − જી | યા ધ − રે એ |
| | | રે સા − પ઼ | પ઼ મ઼ − મ઼ ગ઼ |
| ધી − − ર | મો રી આ લી | બા રી ઈ ઊ | મ રી − યાં |
| પ઼ − − પ઼ | પ઼ પ઼ ની સા | સા મ ગ પ | પ ધ − પ |
| પી ઈ ઈ યા આ − ધ | ર ના − હી | ની સ અ દી | ન નૈ − ન |
| મં પ ધ મં પ − મ | રે સા − સા | સા મ ગ પ | પ સાં − સાં |
| બ અ અ ર અ − સ | ત ની − ર | કએ સે − જી | યા ધ − રેએ |
| મં પ ધ મં પ − મ | રે સા − સા | રે સા − પ઼ | પ઼ મ − મ઼ ગ઼ |
| × કા સેં − ક | હું અ − બ | જી યા − કી | − બી − થ |
| પ પ − સાં | સાં સાં − સાં | રેં સાં − પ | − મ − પ |

| | | | |
|---|---|---|---|
| કુ એ એ સેએ – કુ | ૐ આ – લી | હ ર અ રં | ગ બી – ન |
| મં પ ધ મં પ – મ | રે સા – સા | સા મ ગ પ | પ સાં – પ |

| | | | |
|---|---|---|---|
| ના આ આ હાઈ – મી ઈ | ટે પી – ર | કએ સે – જી | યા ધ – રે એ |
| મં પ ધ મંપ – ગ મ | રે સા – સા | રે સા – પ઼ | પ઼ મ઼ – મ઼ ગ઼ |

---

આ થાટમાં "**ચંદ્રકાંત**" નામે એક નવો રાગ આપણી તરફ પ્રચારમાં આવવા માંડયો છે, અને તે ઘણો મધુર પણ હોવાથી આ થાટનાં રાગોનુ વર્ણન પુરૂં કરવા આગમજ એ રાગ વિષે અતરે થોડું વર્ણન કરવાની જરૂર જોઈ છે.

## (૧૪) ચંદ્રકાંત રાગ વર્ણન.

જાતિ—ષાડવ સંપુર્ણ
અંગીક સ્વરો—**સા રે ગ મં પ ધ ની**
વાદી સંવાદી સ્વરો—**ગ** અને **ની** ( પુર્વાંગ વાદી )
પ્રકૃતિ—મધ્ય ગંભીર
ગાવાનો સમય—રાતનો પહેલો પ્રહર.

### વિશેષ માહિતી

( ૧ ) આ રાગમાં **આરોહીમાં તીવ્ર મધ્યમ** સ્વર વર્જ છે. તથા અવરોહીમાં સાતે સ્વરો લેવાય છે, જેથી એ **ષાડવ સંપુર્ણ** જાતિનો રાગ છે. એની આરોહી અવરોહીની સ્વર રચના નીચે મુજબ છેઃ—

**સા રે ગ, પ, ધ ની સાં; સાં ની ધ પ મં ગ રે; ગ પ ગ રે, ગ રે સા.**

( ૨ ) આ રાગનું રૂપ **યમન** રાગને બહુ મલતું જણાશે, કારણ આ બંને રાગો વચ્ચે ફરક માત્ર એટલોજ છે કે, આ રાગમાં ફકત **આરોહીમાં તીવ્ર મધ્યમ** સ્વર લેવામાં આવતો નથી. આ રાગને **યમન** રાગથી નિરાળો રાખવા

માટે અવરોહીમાં પણ **તીવ્ર મધ્યમ** સ્વર બહુ થોડા પ્રમાણમાંજ **શુદ્ધ કલ્યાણ** રાગની માફક મીડમાં અથવા ધસીટથી લેવામાં આવે છે.

( ૩ ) આ રાગમાં વચ્ચે વચ્ચે **ભુપ** રાગની છાયા જણાશે, પરંતુ આ રાગમાં " **ની રે ગ, રે સા** " આ **યમન** રાગનું અંગ સ્પષ્ટ લેવામાં આવતું હોવાથી આ રાગ નિરાળોજ ઓળખાશે. કેટલાક આધુનીક ગાયકો આ રાગને " **ભોપાલી** કલ્યાણ " કરીને કહે છે. અને **ભુપ** રાગને નિરાળોજ માને છે. એ મતભેદ ખાલી ધ્યાનમાં રાખવો.

( ૪ ) આ રાગ **યમન** રાગનાંજ બાકીના સર્વ નિયમોએ ગવાય છે, માટે એ વિષે ફરીને અતરે વર્ણન કરવાની જરૂર નથી.

( ૫ ) આ રાગતુ ટુંક સ્વરૂપ નીચે મુજબ છેઃ—

**ની રે ગ, રે ગ; રે રે, ગ પ રે ગ; પ મં ગ, રે ગ, રે સા;**

**ની રે ગ પ, ગ રે સા.**

### રાગ વિસ્તાર

( ૧ ) ની રે ગ, રે ગ; રે રે, ગ પ રે ગ; મં ગ, પ મં ગ, રે ગ રે સા.

( ૨ ) ની રે ગ, રે સા; રે રે સા, ની ધ, ની ધ પ; પ ધ ની રે, ગ રે;

ગ પ ગ રે, ગ રે સા.

( ૩ ) સા ધ પ, ધ ધ પ; પ ધ સા; ની રે ગ રે સા; ગ રે ગ, પ મં ગ;

ની ધ પ મં ગ; ની ની મં ગ, રે ગ, પ, રે સા; ગ પ ગ રે, ગ રે સા.

**અંતરો** ( ૪ ) ગ ગ, રે ગ, પ, ધ પ, સાં, સાં, સાં રેં સાં; ની રેં ગં રેં સાં;

ની રેં ગં પં ગં રેં સાં; સાં ની ધ, ની ધ પ; ગ રે, ગ પ,

ની ધ પ મં ગ રે; ગ પ ગ રે, ગ રે સા.

## ચંદ્રકાંત—ત્રિતાલ ( દ્રુત લય )

| | | | |
|---|---|---|---|
| + | − | ૦ | − |
| | ।: ની રે રે ગ | સા રે સા − | ની પ − ધ |
| સા − − − :। | સા − સા રે | ગ − ગ − | ગ − રે ગ |
| રે − સા − | પ પ પ − | પ − ગ − | પ ધ − પ |
| ગ − રે − | ની રે રે ગ | સા રે સા − | ની પ − ધ |
| સા − − − | − − − − | × ગ ગ રે ગ | પ − ધ પ |
| સાં − સાં સાં | સાં રેં સાં − | ની રેં ગં પં | ગં રેં સાં − |
| સાં ની ધ − | ની ધ પ − | ગ પ ની રેં | ની ધ પ મં |
| ગ − રે − | ની રે રે ગ | સા રે સા − | ની પ − ધ |

---

## ચંદ્રકાંત—ચૌતાલ ( વિલંબિત લય )

| | | | | | |
|---|---|---|---|---|---|
| + | ૦ | − | ૦ | − | − |
| સુ − | ઊ ઝ | − ત | આ − | ન ધા | આ ત |
| પ − | રે ગ | − ગ | ગ − | ગ ની | ધ પ |
| − બી | ત આ | − ઇ ઈ | અ અ | ધં રા | આ આ ત |
| − ગ | રે સા | − ની રે | રે ગ | રે સા | ની રે સા |
| સો ઓ | યે − | ગુ રૂ ઊ | જ ન | − જા | આ ગે |
| સા ધ | સા − | સા સા ની | રે રે | − સા | ની રે |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પ હ | અ રૂ | ઊ ઊ બ | ગ અ અ અ | ર કે | એ એ એ |
| ગ પ | ગ પ | ધ ની ધ | પ મં ગ ધ | પ ગ | રે ની રે |

R. 1, 2, 3, 4.

×

| | | | | | |
|---|---|---|---|---|---|
| છ બ | – કી | ઈ છ | બી – | – લી | – – |
| ગ ગ | – પ | ધ સાં | સાં – | – સાં | – – |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ ર | અ કી | – કિં | વા – | ર ખો | એ લ |
| સાં સાં | ધ સાં | – રેં | ગં – | રેં સાં | ની ધ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| – ખુ | લ ગ | – યે | ગં અં | ધ મા | આ આ નો |
| – ની | ધ પ | – ગ | પ રે | ગ પ | ધ ની સાં |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચં અં અં | દ ન | અ અ | ગ અ અ | ર કે | એ એ એ |
| સાં ની રં | સાં ધ | પ ગ | પ ધ ની | પ ગ | રે ની રે |

R. 1, 2, 3, 4.

---

આ થાટનાં સર્વે રાગોનું વર્ણન અત્રે પુરૂં થયલું સમજવું. આ થાટમાં **"યમની"** નામે બંને મધ્યમ લેનારો એક વધુ રાગ છે, પરંતુ તેમાં **"બિલાવલ"** રાગનું અંગ મુખ્ય છે. **બિલાવલ** રાગ પ્રથમ શિખવી **યમની** રાગ સમજાવવો અધિક સહેલો હોવાથી એ રાગનું વર્ણન **બિલાવલ થાટમાંજ** આપવાનું દરૂસ્ત વીચારીઊં છે.

## ખુલાસો.

આગળ **રાગ વર્ણનમાં** તમો શિખી ગયા છો, કે "**થાટોનાં સ્વરોની જુદી** જુદી ઊલટ સુલટ રચનાથી, તેમજ અમુક સ્વર અથવા સ્વરોને આરોહ અવરોહમાં વર્જ કરવાથી, તેમજ વળી જુદા જુદા સ્વરોને વાદી સંવાદી કરવાથી મન પર જે જુદી જુદી અસર કરી કાનને મધુર લાગી દીલને આનંદ આપે, તે સર્વ સ્વર રચનાઓને **"રાગ"** કરીને કહે છે." હવે એજ નિયમે આપણે જોઈશું કે આ

**યમન** થાટમાં **સા રે ગ મં પ ધ ની** આ સાત સ્વરો લેવામાં આવે છે. આ સાતે સ્વરો આરોહી અવરોહીમાં સરળ રીતે લઈ આ થાટનો આશ્રય રાગ "**યમન**" ઉત્પન્ન થયો છે. હવે આરોહ અવરોહમાં **મં** અને **ની** વર્જ કરી **ભુપ** રાગ, **રે** અને **પ** વર્જ કરી **હિંડોલ** રાગ, તથા રે અને ધ વર્જ કરી **માલશ્રી** રાગ ઉત્પન્ન કરવામાં આવ્યા છે. ફકત આરોહીમાંજ **મં** અને **ની** વર્જ કરી **શુદ્ધ કલ્યાણ** રાગ ઉત્પન્ન થયો છે. વળી **ભુપ** રાગનાં **વાદી સંવાદી** સ્વરો બદલવાથી **જેત કલ્યાણ** તથા **દેશકાર** નામે રાગો ઉત્પન્ન થયા છે. એ ઉપરાંત **યમન** તથા **શંકરાભરણ** આ બે થાટોનાં મિશ્રણથી અને સ્વરોની જુદી જુદી રચનાથી **કેદારા, કામોદ, છાયાનટ, ગૌડ સારંગ, હમિર, શ્યામ, મલુહા** તથા **યમની** આ આંઠ રાગો ઉત્પન્ન થયા છે. એજ નિયમો પ્રમાણે આપણા સર્વ થાટોમાંથી જુદા જુદા રાગો ઉત્પન્ન કરવામાં આવ્યા છે, અને તેઓને ઓળખવા માટે જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. ધ્યાનમાં રાખવુ કે ઉપલા નિયમોએ થાટોનાં સ્વરોની જુદી જુદી રચના વગેરેથી તો અસંખ્ય સ્વર રચનાઓ કરી શકાય, પરંતુ તે સર્વ "રાગ" કરીને કહેવાય નહીં; પણ જે સ્વર રચના મધુર હોઈ દીલ રંજન કરે તેજ સ્વર રચના "રાગ" કરીને કહેવાય છે. હાલ આપણે જે જે રાગો ગાઈએ છીએ તે સર્વ અનેક કુશળ અને વિદ્વાન ગાયકોના પ્રયત્નથીજ ઉત્પન્ન કરવામાં આવ્યા છે. કેટલાક ગવૈયા લોકોએ આપણા પ્રચારનાજ રાગોની ભાંજફોડ કરી નવા રાગો ઉત્પન્ન કરેલા પણ જણાશે. નિયમો કાયમ કરી ઉત્પન્ન કરેલા રાગો સદા સન્માન્ય થશે એ ખુલ્લું છે. આ થાટના હાલ ચાલુ વ્યવહારમાં વપરાતા સર્વે રાગોનાં જે નિયમો વર્ણવામાં આવ્યા છે તેનો પ્રથમ પક્કો અભ્યાસ કરવો, અને ત્યાર પછીજ એકાદ કુશળ શિક્ષકની મદદ લઈ એ નિયમો મુજબ રાગ વિસ્તાર કરવાની કસરત શરૂ કરવી. ગ્રંથકારો તો નિયમો કહેશે, પણ તેનો અમલ કરવા યોગ્ય શિક્ષણની જરૂર તો છેજ. ફકત નિયમો શિખીને ઉત્તમ વક્તા કદાચિતજ થવાય છે, તેજ પ્રમાણે સંગીત વિદ્યા માટે પણ સમજવું.

આ થાટનાં સર્વે રાગોનાં નિયમો તથા સ્વરૂપો સહેલાઈથી ધ્યાનમાં રહે તે માટે એ સર્વે એક સ્થળે નીચે આપવામાં આવ્યાં છે.

---

## યમન થાટનાં ૧૪ રાગોનાં ટુંક વર્ણનનું કોષ્ટક.

| રાગનું નામ | જાતિ | અંગીક સ્વરો | આંગતુક સ્વરો | વાદી સ્વર | સંવાદી સ્વર | ટુંક સ્વરૂપ |
|---|---|---|---|---|---|---|
| યમન | સંપુર્ણ | સા રે ગ મં પ ધ ની | મ | ગ | ની | ગ રે સા, ની રે સા; ની રે ગ મં<br>પ મં ગ રે, પ રે સા. |
| ભુપ | ઓડવ | સા રે ગ પ ધ | | ગ | ધ | ગ રે સા, ધ પ ધ સા;<br>સા રે ગ રે, ગ પ ગ રે, સા. |
| શુદ્ધ કલ્યાણ | { ઓડવ<br>સંપુર્ણ | સા રે ગ મં પ ધ ની | મ | ગ<br>અથવા<br>રે | ધ<br>અથવા<br>પ | ગ, રે સા, ની ધ પ, સા;<br>ગ રે, પ રે, સા. |
| જેત કલ્યાણ | ઓડવ | સા રે ગ પ ધ | | પ | સા | સા, ગ પ, પ, પ ધ ગ;<br>ગ પ ધ પ, રે, સા. |
| હિંડોલ | ,, | સા ગ મં ધ ની | | ધ | ગ | સા ગ, મં ધ મં ગ, મં ધ સાં;<br>ની ધ મં ગ, મં ગ સા. |
| માલશ્રિ | ,, | સા ગ મં પ ની | | પ | સા | સા, ગ પ મં ગ, પ ગ સા;<br>ની પ ગ, પ ગ, ગ સા. |
| કેદારા | સંપૂર્ણ | સા રે ગ મ પ ધ ની | મંતથા ની | મ | સા | સા મ, મ પ, પ ધ પ, મ;<br>મં પ ધ પ, મ; રે સા; ની સા, મ. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કામોદ | સંપુર્ણ | સા રે ગ મ પ ધ ની | મંતથા ની | પ | રે | રે રે, પ પ, મં પ ધ, મં પ;<br>ગ મ પ, ગ મ રે સા. |
| છાયાનટ | ,, | ,, | ,, | ,, | ,, | ધ ધ પ પ, રે ગ મ પ, મ ગ મ રે, સા. |
| ગૌડ સારંગ | ,, | ,, | ,, | ગ | ધ | સા, રે સા, ગ રે, મ ગ; રે ગ રે મ ગ;<br>પ, રે સા. |
| હમિર | ,, | ,, | ,, | સા | પ | સા, રે સા, ગ મ ધ, ની ધ સાં;<br>રેં સાં ની ધ પ; મં પ ધ પ, ગ મ રે;<br>ગ મ ધ પ, ગ મ રે સા; ગ મ ધ. |
| શ્યામ | ષાડવ સંપુર્ણ | સા રે ગ મ મં પ ધ ની | | સા | મ | સા, રે. મ રે, ની સા, રે, મં પ;<br>ધ પ મં પ, મ રે; પ ગ મ રે, ની સા. |
| મલુહા | ઔડવ સંપુર્ણ | સા રે ગ મ પ ધ ની | મં | પ | સા | સા, પ મ મ, પ, ની સા, રે રે સા;<br>ગ મ પ, ગ મ રે, ની સા. |
| ચંદ્રકાંત | ષાડવ સંપુર્ણ | સા રે ગ મં પ ધ ની | | ગ | ની | ની રે ગ, રે ગ, રે રે ગ પ, રે ગ;<br>પ મં ગ, રે ગ, રે સા; ની રે ગ પ, ગ રે સા. |

## યમન થાટનાં અલંકારો.

આ પુસ્તકનાં ૧૯ માં પાનામાં ઊદાહરણ દાખલ જે થોડા અલંકારો આપવામાં આવ્યા છે, તે સર્વે **શુદ્ધ સ્વરોનાં** એટલે **શંકરાભરણ થાટનાં** છે. **યમન થાટમાં તીવ્ર મધ્યમ** સ્વર લેવામાં આવતો હોવાથી આ થાટનાં અલંકારોમાં શુદ્ધ મધ્યમ સ્વરને બદલે **તીવ્ર મધ્યમ** સ્વર લેવો. એજ નિયમ પ્રમાણે દરેક થાટનાં અલંકારો શિખતી વખતે તે થાટમાં લાગતા સ્વરો લઈ અભ્યાસ કરવો, જે માટે દરેક થાટમાં પાછું લખવામાં આવ્યું નથી.

**( ૧ ) સા, રે, ગ, મં, પ, ધ, ની, સાં.**

**( ૨ ) સા સા, રે રે, ગ ગ, મં મં, પ પ, ધ ધ, ની ની, સાં સાં.**

**( ૩ ) સા રે, રે ગ, ગ મં, મં પ, પ ધ, ધ ની, ની સાં.**

**( ૪ ) સા રે ગ, રે ગ મં, ગ મં પ, મં પ ધ, પ ધ ની, ધ ની સાં.**

**( ૫ ) સા રે સા, રે ગ રે, ગ મં ગ, મં પ મં, પ ધ પ, ધ ની ધ, ની સાં ની, સાં ની સાં.**

**( ૬ ) સા રે ગ મં, રે ગ મં પ, ગ મં પ ધ, મં પ ધ ની, પ ધ ની સાં.**

**( ૭ ) સા સા ગ ગ, રે રે મં મં, ગ ગ પ પ, મં મં ધ ધ, પ પ ની ની, ધ ધ સાં સાં.**

**( ૮ ) સા સા મં મં, રે રે પ પ, ગ ગ ધ ધ, મં મં ની ની, પ પ સાં સાં.**

**( ૯ ) સા સા પ પ, રે રે ધ ધ, ગ ગ ની ની, મં મં સાં સાં.**

**( ૧૦ ) સા રે ગ ગ, રે ગ મં મં, ગ મં પ પ, મં પ ધ ધ, પ ધ ની ની, ધ ની સાં સાં.**

( ૧૧ ) સા રે ગ મં પ; રે ગ મં પ ધ; ગ મં પ ધ ની; મં પ ધ ની સાં.

( ૧૨ ) સા રે ગ મં પ ધ, રે ગ મં પ ધ ની; ગ મં પ ધ ની સાં.

( ૧૩ ) સા રે ગ મં પ ધ ની; રે ગ મં પ ધ ની સાં.

ઊપલા ૧૩ અલંકારોનાં ફક્ત **આરોહીનાંજ** સ્વરે લખ્યા છે, તેજ પ્રમાણે ઊલટા ક્રમે **અવરોહી**નાં સ્વરો લેવાનો સાથે સાથે અભ્યાસ કરવો.

( ૧૪ ) સા રે, સા રે ગ, રે ગ, રે ગ મં; ગ મં, ગ મં પ; મં પ, મં પ ધ; પ ધ, પ ધ ની; ધ ની, ધ ની સાં. સાં ની, સાં ની ધ; ની ધ, ની ધ પ; ધ પ, ધ પ મં, પ મં, પ મં ગ; મં ગ, મં ગ રે, ગ રે, ગ રે સા.

( ૧૫ ) સા રે ગ, સા રે ગ મં; રે ગ મં, રે ગ મં પ; ગ મં પ, ગ મં પ ધ; મં પ ધ, મં પ ધ ની; પ ધ ની, પ ધ ની સાં. સાં ની ધ, સાં ની ધ પ; ની ધ પ, ની ધ પ મં; ધ પ મં, ધ પ મં ગ; પ મં ગ, પ મં ગ રે; મં ગ રે, મં ગ રે સા.

( ૧૬ ) સા રે ગ મં પ ધ ની સાં, ની ધ પ મં ગ રે સા; સા રે ગ મં પ ધ ની ધ પ મં ગ રે સા; સા રે ગ મં પ ધ પ મં ગ રે સા; સા રે ગ મં પ મં ગ રે સા, સા રે ગ મં ગ રે સા; સા રે ગ રે સા; સા રે સા.

( ૧૭ ) સા; સા રે સા; સા રે ગ રે સા; સા રે ગ મં ગ રે સા; સા રે ગ મં પ મં ગ રે સા; સા રે ગ મં પ ધ પ મં ગ રે સા;

સા રે ગ મં પ ધ ની ધ પ મં ગ રે સા; સા રે ગ મં પ ધ ની સાં, ની ધ પ મં ગ રે સા.

( ૧૮ ) સાં; સાં ની સાં; સાં ની ધ ની સાં; સાં ની ધ પ ધ ની સાં; સાં ની ધ પ મં પ ધ ની સાં; સાં ની ધ પ મં ગ મં પ ધ ની સાં; સાં ની ધ પ મં ગ રે ગ મં પ ધ ની સાં; સાં ની ધ પ મં ગ રે સા, રે ગ મં પ ધ ની સાં.

( ૧૯ ) સા; સા રે; સા રે ગ; સા રે ગ મં; સા રે ગ મં પ; સા રે ગ મં પ ધ; સા રે ગ મં પ ધ ની; સા રે ગ મં પ ધ ની સાં. સાં; સાં ની; સાં ની ધ; સાં ની ધ પ; સા ની ધ પ મં; સાં ની ધ પ મં ગ; સાં ની ધ પ મં ગ રે; સાં ની ધ પ મં ગ રે સા.

( ૨૦ ) સા ગ, રે મં, ગ પ, મં ધ, પ ની, ધ સાં; સાં ધ, ની પ, ધ મં, પ ગ, મં રે, ગ સા.

# યમન થાટનાં રાગોનાં વધારાનાં ગાયનો.

## યમન-ચૌતાલ ( વિલંબિત લય )

| + | | ૦ | | – | | ૦ | | – | | – | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બી | ન | તી | હ | મ | રી | સુ | નો | જ | ગ | પ | તી |
| ની | ધ | પ | મં | ગ | મં | ની | ધ | પ | મં | ગ | રે |
| સા | રે | જ | ગ | ત | કે | તુ | મ | પા | આ | લ | ન |
| સા | રે | ગ | રે | ગ | મં | પ | મં | ગ | રે | સા | સા |
| હા | રા | દુ | ખ | સં | ક | ટ | સ | બ | હ | ર | ત |
| સા | સા | રે | રે | ગ | ગ | મં | મં | પ | પ | ધ | ધ |
| તે | રી | લા | લા | જ | ગ | મે | હયે | અ | પ | ર | મ |
| ની | ની | રેં | રેં | ગં | રેં | સાં | ની | ધ | ની | ધ | પ |

R 1 & 2.

| × | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ભ | ગ | ત | ન | કે | – | બી | પ | ત | વા | મે | – |
| ગ | પ | ધ | પ | સાં | – | સાં | રેં | ગં | રેં | સાં | – |
| ધ્રી | ધ | ર | ઊ | ધ | ર | ક્રો | ધી | ર | ત | હવે | – |
| સાં | રેં | ગં | મં | પં | મં | ગં | રેં | ગં | રેં | સાં | – |
| ગા | આ | વ | ત | ગુ | ન | તે | રો | મી | લ | ક | ર |
| ગં | રેં | સાં | ની | ધ | રેં | સાં | ની | ધ | ની | ધ | પ |
| રૂ | ઊ | સી | કે | તુ | મ | ર | હો | ર | ખ | વા | રે |
| પ | મં | ગ | રે | ગ | પ | ગ | રે | ગ | રે | સા | સા |

R. 1 & 2.

## ધ્રુપ—ચૌતાલ ( ૧૨ ને બદલે ૨૪ માત્રા છે. )

| + | ૦ | – | ૦ | – | – | |
|---|---|---|---|---|---|---|
| | | | – – તું – | મા – લી ક | દો – નો – | |
| | | | – – સાં – | ધ – પ પ | ગ – રે – | |
| આ – લમ – | કા – ચમ – | કા – તો – | મે – જર – | રા – જર – | રા – અઘોર | |
| સા – ધ઼ – | સા – ધ઼ – | રે – સા – | પ઼ – ધ઼ – | સા – રે – | ગ – પ પ | |
| ક ત રા – | ક ત રા આ | શ બ નમ – | કા – તું – | મા – લી ક | દો – નો – | |
| ધ ધ પ – | ગ રે ગ પ | ગ ગ રે – | સા – સાં – | ધ – પ પ | ગ – રે – | R. 2. |
| ક ત રા – | ક ત રા આ | શ બ નમ – | × કા – આ – | લમ – કી – | હ સ તી – | |
| ધ ધ પ – | ગ રે ગ પ | ગ ગ રે – | સા – રે – | ગ – પ – | સાં ધ સાં – | |
| કમા આ હગે – | એ ક સ ર | ગ મ હગે – | અ ઘોર તુ – | સુ ર હગે – | ઈ સ સ ર | |
| રેં ધ સાં – | સાં રેં ગં ગં | રેં રેં ધ – | રેં રેં સાં – | ધ ધ પ – | ગ ગ ગ રે | |
| ગ અ અ અમ | કા આ આ આ | આ આ આ આ | આ આ તું – | મા – લી ક | દો – નો – | |
| ગ પ ધ સાં | સાં રેં ગં રેં | સાં ધ પ ગ | રે સા સાં – | ધ – પ પ | ગ – રે – | R.2,3. |
| આ – × ૦ લા | સા ની લા કા | ની જા વે દા | ની આ લા બા | લા તે રે એ | પા યા ની જલ | |
| સા – રે ગ | પ ધ સાં રેં | ગં સાં રેં ધ | સાં પ ધ ગ | પ રે ગ સા | રે ધ઼ સા પ઼ | |
| વા હર જા દે | પા ભા લા ને | રે ઈસ મે આ | જમ કા તું – | મા – લી ક | દો – નો – | |
| ધ઼ સા રે ગ | પ ધ સાં રેં | સાં ધ પ ગ | રે સા સાં – | ધ – પ પ | ગ – રે – | R.2,3. |

## શુદ્ધ કલ્યાણ—ધીમો ત્રિતાલ ( વિલંબિત લય )

\+ – ० –

– – જુ ગ | મે – મો રી | લા આ જ શ | ર મ ર ખ
– – સા રે | ગ – ધ પ | ગ મ ગ રે | સા ધ઼ સા રે

લે , એ જુ ગ | મે – મો રી | લા આ જ શ | ર મ ર ખ
ગ , રે સા રે | ગ – ધ પ | ગ મ ગ રે | સા ધ઼ સા રે

લે – – એ એ | એ – – – | પા આ ક જા | – ત પ ર
પ – – ગ રે | ગ – – – | ગ પ ગ પ | – પ ની ધ

વ ર દી ગા | – ર મો રી | પા આ ક જા | આ ત પ ર
સાં ની ધ પ | – પ પ મં | ગ મં ગ ધ | પ પ ની ધ

વ ર દી ગા | – ર મો રી | લા આ જ શ | ર મ ર ખ
સાં ની ધ પ | – પ ધ પ | ગ મ ગ રે | સા ધ઼ સા રે

× R. 2.

લે – – એ એ | એ – – – | પએ – દા કી | યે – હી ર્મ
પ – – ગ રે | ગ – – – | ગ – પ ધ | સાં – સાં ની

લા – જ તું | મ હી કો ઓ | તું – દા આ | તા આ મ એ
ધ – સાં રેં | સાં ની ધ પ | ગં – રેં સાં | ની ધ પ ધ

બં – દા આ | તે રા મો રી | લા આ જ શ | ર મ ર ખ
રેં – સાં ની | ધ પ ધ પ | ગ મ ગ રે | સા ધ઼ સા રે

R. 2.

×

લે – – એ એ | એ – – – | ગાઈ – એ બ | જાઈ – એ રી
પ – – ગ રે | ગ – – – | ગ – ગ ગ | પ – ધ પ

ઝાઈ – એ પ્ર | ભુ ઊ કો – | રા – ગ ક | લ્યા – ણ સ
સાં – સાં સાં | સાં રેં સાં – | ની – ની ની | ધ – પ ધ

ર સ સ મ | જા – યે ઓ | સ અ ન્ત સુ | ર ન ઔ ર
પ સાં ની ધ | પ – પ મં | ગ પ ગ પ | પ પ પ પ

– તી ન ગ્રા | આ મ કો ઓ | સ અ ન્ત સુ | ર ન ઔ ર
– ધ ધ પ | ની ધ પ મં | ગ પ ગ ની | ધ પ પ પ

– તી ન ગ્રા | આ મ કો – |: ગ રે સા ની | ધ પ – પ ધ
– ધ ધ પ | ની ધ પ – |: ગં રેં સાં ની | ધ પ – પ ધ

રે સા ની ધ | પ પ મો રી :| લા આ જ શ | ર મ ર ખ
રેં સાં ની ધ | પ પ ધ પ :| ગ મ ગ રે | સા ધ઼ સા રે

R. 2.

---

## માલશ્રિ—ત્રિતાલ

\+ – ૦ –

| | |: સુ મ ર ન
| | |: સા સા ગ ગ

ક – રૂ મય | પ આ લ ન | હા – ર – | ગુ ન અ વ
પ – પ પ | પ ગ ગ પ | ગ – સા – | પ઼ પ઼ સા સા

×

ગુ ન ત ન | ન – ને એ | હા – ર – :|: તું – હી ઈ
ગ પ ગ સા | પ – ગ પ | ગ – સા – :|: પ – સાં સાં

દા – તા – | તું – હી ક | રી – મ – :| તે એ શે હીઇ
સાં – સાં – | સાં – ગં પં | ગં – સાં – :| સાં સાં સાં પગ

ના આ આ મ | ક ર તા આ | આ – ર – | સુ મ ર ન
સા ગ પ સાં | સાં પ ગ પ | ગ – સા – | સા સા ગ ગ

---

## હિંડોલ—ત્રિતાલ ( વિલંબિત લય )

| + | - | ० | - |
|---|---|---|---|
| | - - જી ન્ને | દી ની હચે - | તા - કુ ળ |
| | - - ગ ગ | સા સા ગ - | મં - ધ મં |
| જી ઈ વ ન ગ | તી - ભ જ | જ ન ભ જ | નીઈસ દી ન |
| મં ધ સાં સાં સાં | સાં - સાં સાં | ની ની ધ ધ | મં ધ સાં સાં સાં |
| આ - ણુ પ | તી - જી ન્ને | દી ની હચે - | તા - કુ ળ |
| ની - ધ ધ | મં - ગ ગ | સા સા ગ - | મં - ધ મં |
| | | | R. 2. |
| પ્રા - ણુ પ | તી - જ લ | સ મુ દ્ર - | ઠ લ ભુ મી |
| ની - ધ ધ | મં - ગ ગ | સા સા સા - | સા સા સા ની |
| અ ન લ સ | મેં હ વા આ | કા - સ - | સા રે બ્ર હ |
| ધ મં ધ સા | સા સા સા સા | સા - ગ - | મં ધ ની સાં |
| માંડ - કે પ | તી - જી ન્ને | દી ની હયે - | તા - કુ ળ |
| ની - ધ ધ | મં - ગ ગ | સા સા ગ - | મં - ધ મં |
| | | × | |
| જી ઈ વ ન ગ | તી - - - | જા - ઈ - | જ ન ભ જે |
| મં ધ સાં સાં સાં | સાં - - - | ગ - ગ - | મં મં ધ મં |
| ની સ દીન સ | દા - ઈ સો | ભા - ઈ - | સા આ રે એ |
| ધ સાં સાં સાં | સાં - સાં સાં | સાં - ગં - | ગં મં મં ગં |
| ત ન મ ન | કી - બં દા | ભ જ લે - | ની ર ન જ |
| મં મં ગં ગં | સાં - સાં સાં | ની ની ધ - | મં સાં સાં સાં |
| ન - ત ક | ટી - જી ન્ને | દી ની હયે - | તા - કુ ળ |
| ની - ધ ધ | મં - ગ ગ | સા સા ગ - | મં - ધ મં |
| | | | R. 2, 3. |

## માર્ગ હિંડોલ ( સંપુર્ણ જાતિ )—ત્રિતાલ

| + | – | ० | – |
|---|---|---|---|
| | | મં ગ – સા | – ની ધ મં |
| ગ – – મં | ગ – સા – | સા સા ગ ગ | મં ધ ની ધ |
| મં ગ – મં | ગ – સા – | મં ગ – સા | – ની ધ મં |
| | | × | |
| | | ઓ – ડ વ | – રૂ – પ |
| ગ – – મં | ગ – સા – | સા – સાં સાં | – સાં – સાં |
| હો ઓ ઓ ઓ | ત – હિં – | ડો – લ શા | – સ્ત્ર મ ત |
| સાં ધ સાં મં | ધ – સાં – | ધ – મં ગ | – સા સા સા |
| વા – કો – | સં અં પુ ર્ણ | ભુ ધ ક ર | દી ખા – ય |
| સા – ધ઼ – | મં઼ ધ઼ સા સા | સા સા મં મં | ગ ગ – સા |
| ની ધ મં ગ | મ ધ સાં – | – ગં – મં | ગં – સાં – |
| – રેં ની ધ | મં ધ ની ધ | મં ગ – પ | ગ – સા ની઼ |
| ધ઼ – – મં઼ | ધ઼ – સા – | ની ની ધ ની | ની ધ મં ગ |
| ની ધ મં ગ | મં ગ – સા | મં ગ – સા | – ની ધ મં |

R. 2, 3.

## કેદારા—ત્રિતાલ ( મધ્ય વિલંબિત લય )

```
+               –               ૦               –

                | – – મૌ લા     | ગુ ન કી –     | – કુ દ ર
                | – – મં પ      | ધ પ મ –       | – મ મ પ

જા અ આ આ        | ને એ મૌ લા    | ગુ ન કી –     | – કુ દ ર
ની ધ ની પ       | ધ પ મં પ      | ધ પ મ –       | – મ મ પ

જા આ આ આ        | ને એ – –      | સો – – ઓ      | ઓ ઓ ઓ પએ
ની ધ ની પ       | ધ પ – –       | મ – – ગ       | મ ધ પ પ

છા આ આ આ        | ને – શ્લા આ   | ધ્ય ગુ ન જા   | ન કે પુ ળ
મ ગ મ રે        | સા – રે ની    | સા મ ગ મ      | પ પ સાં ની

ણું સ ન મા      | આ આ ન અ       | ગુ ન કી –     | – કુ દ ર
સાં પ રેં સાં   | ની ધ મં પ     | ધ પ મ –       | – ગ મ પ
×                                                         R. 2.
કો – ટી લ       | – ક્ષ દી યે   | ગુ ન ન જા     | આ ન કે એ
મ – મ પ         | – પ સાં સાં   | ધ ની ધ સાં    | ની ધ મં પ

ગુ ની ન જા      | – વે સં અં    | તો ઓ શ મા     | આ ન કે –
ગ મ મ ગ         | – મ ધ પ       | ગ મ રે સા     | સા રે સા –

યો – ગ્ય તા     | T જા આ ન      | કે – વા –     | કુ દે એ વે
સા – રે સા      | T પ મં ધ      | પ – સાં –     | સાં ની ધ પ

મા – ન સ        | ન મા આ ન      | ગુ ન કી –     | – કુ દ ર
પ – રેં સાં     | ની ધ મં પ     | ધ પ મ –       | – ગ મ પ
                                                          R. 2.
```

---

## કામોદ—એકકો ( મધ્ય વિલંબિત લય )

| + | | ઓ | | - | | ઓ | | - | | - | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | મો ઓ | રી | ને એં | એં | દ | ગેં | એં | દ |
| | | | | મ ધ | પ | મ ગ | મ | રે | સા | રે | સા |
| લા | ગી ઈ | રે | - | તુ | મ | તો | ઓ | - | મહં | મ | દ |
| રે | પ મં | પ | - | ધ | પ | મ | ગ | - | મ | ધ | પ |
| શા | હા | આ | પિ | યા | આ | કે | એ | સુ | મ | ર | ન |
| મ | ગ | મ | ધ | મં | પ | ગ | મ | રે | સા | રે | સા |
| ક | ર | ત | ર | છ | ત | ની | સ | દી | ન | ધ | ડી |
| પ઼ | પ઼ | પ઼ | સા | સા | સા | ની઼ | સા | રે | રે | ગ | ગ |
| પ અ | લ અ | છી | ન | મો ઓ | રી | ને એં | એં | દ | ગેં | એં | દ |
| પ ધ | મં પ | મ | ગ | મ ધ | પ | મ ગ | મ | રે | સા | રે | સા |
| હું | - | ઊં | તો | - | તે | હા | આ | આ | રી | - | - |
| પ | - | પ | સાં | - | સાં | સાં | ની | રેં | સાં | - | - |
| બા | આ | આ | ત | - | ત | ખ | ત અ | અ | હું | ઊં | ઊં |
| સાં | ધ | ધ | સાં | - | રેં | સાં | સાં ની | સાં | સાં | ધ | પ |
| સો ઓ ઓ | ને એ | ન | દે | એ | ત | યા | - | દ | અ | તો | રી |
| ગ મ પ | ગ મ | રે | સા | રે | સા | સા | - | મ | ગ | પ | પ |
| પ | લ | છી | ન | મો ઓ | રી | ને એં | એં | દ | ગેં | એં | દ |
| ધ | પ | મ | ગ | મ ધ | પ | મ ગ | મ | રે | સા | રે | સા |

## છાયાનટ-ત્રિતાલ.

+ – ૦ –

| – – પ્યા રી | ન વે લી લા | – ડ લી ઈ
| – – મ ગ | મ ની ધ પ | – મં ધ પ

રા આ આ ધી | કા – પ્યા રી | ન વે લી લા | – ડ લીઈ ઇઇ
મ ગ મ રે | સા – સા ની | સા ની ધ પ | – રે રેગ મપ

રા આ આ ધી | કા – – – | લા આ ડ લ | ડા ઈ લો –
મ ગ મ રે | સા – – – | ધ ની ધ ની | સા ની સા –

લા લ ન સુ | ન ત હ ત | ર સ ક્રી – | અ તીઈ ઈઈ યાંઆં
ધ ની ધ ની | સા ની સા સા | રે રે ગ – | મ નીધ પધ મંપ

ક ર ત પ્યાઆ | આ રી પ્યા રી | ન વે લી લા | – ડ લી ઈ
ગ મ રે ગમ | પ રે સા ની | સા સાં ના ધ | – ની સાં રેં

રા આ આ ધી | કા આ પ્યા રી | ન વે લી લા | – ડ લી ઇ
ગં રેં સાં ની | ધ પ મ ગ | મ ની ધ પ | – મં ધ પ

× R. 2.

રહ – સ ર | હ સ ડો – | લે – અં – | ગ ન વા –
પ – પ પ | ની ધ ની – | સાં – સાં – | સાં રેં સાં –

સં અં ગ લી | ગો – તો રી | ની પા આ ન | ના રી પ્યા રી
ધ ની ધ ની | સાં – સાં સાં | ની રેં ની સાં | ધ ની પ પ

અ ચ લ જો | અ ન રં ગ | સ દા – ર | હ ત ના હીં
મ મ ગ મ | પ ધ ની સાં | રેં રેં – સાં | સાં સાં પ પ

સી ત લ ગાઆ | આ ત પ્યા રી | ન વે લી લા | – ડ લીઈ ઈઈ
ગ મ રે ગમ | પ રે સા ની | સા ની ધ પ | – રે રેગ મપ

---

## કેદાર નટ—ત્રિતાલ

| + | | | | – | | | | ० | | | | – | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | : – | – | ગો | રી | હ | ઠ | જી | ન | ન | ક | રીઈ | ઈઈ |
| | | | | : – | – | મ | ગ | મ | મ | ની | ની | ધ | પ | રેગ | મપ |
| એ | – | – | – : | – | – | – | – | એ | – | – | પિ | ય | ર | વા | – |
| મ | – | – | – : | – | – | – | – | મ | – | – | મ | પ | પ | (પ) | – |
| ઘુ | મ | રે | – | ઠી | ગ | વા | – | હ | સ | હ | સ | બ | નિ | યાંઆંઆં | આંઆં |
| મ | મ | રે | – | સા | રે | સા | – | સા | સા | મ | મ | પ | પ | મંપધ | મંપ |
| – | ક | – | રી | યે | – | ગો | રી | હ | ઠ | જી | ન | ન | ક | રીઈ | ઇઇ |
| – | મ | – | રે | સા | – | મ | ગ | મ | મ | ની | ની | ધ | પ | રેગ | મપ |
| × | | | | | | | | | | | | | | R. 2 | |
| જો | – | કો | ઈ | આ | – | વે | – | અ | પ | ને | – | ઠી | ગ | વા | – |
| પ | – | પ | પ | સાં | – | સાં | – | સાં | સાં | સાં | – | સાં | રેં | સાં | – |
| તા | – | સોં | ઓં – | ગ | ર | બ | ન | ક | અ | – | રી | યે | એ | એ | – |
| ધ | – | ની | ધ – | સાં | સાં | સાં | સાં | સાં | (સાં) | – | સાં | ધ | ની | પ | – |
| મે | હે | ર | બા | – | ન | સો | – | ઊ | ન | સો | લ | ગા | – | લ | ઈ |
| પ | પ | (પ) | મ | – | રે | સા | – | સા | સા | મ | મ | પ | – | ધ | પ |
| – | કો | – | રી | યે | – | ગો | રી | હ | ઠ | જી | ન | ન | ક | રીઈ | ઈઈ |
| – | મ | – | રે | સા | – | મ | ગ | મ | મ | ની | ની | ધ | પ | રેગ | મપ |

ઊપલા ગાયનમાં કેદારા રાગ સાથે નટ રાગનું અંગ મિશ્ર થયલું સહેલાઇથી જણુશે. આ બંને રાગોનાં મુખ્ય અંગો આગળ શિખી ગયા મુજબ નીચે પ્રમાણે છેઃ—

**કેદારા રાગનું અંગઃ સા મ, મ પ; પ ધ પ મ; મં પ ધ પ મ; રે સા.**

**નટ રાગનું અંગઃ પ, રે ગ મ પ, મ.**

## કામોદ નટ—ચૌતાલ ( વિલંબિત લય )

| + | ० | - | ० | - | - |
|---|---|---|---|---|---|
| સાં વ | રી સુ | ર ત | મો રે | મ ન | બ સ |
| સા ધ | પ ધ | મં પ | મ ગ | મ રે | સા સા |
| ગ ઈ | હઅ ર | રં અં | અં ગ | પ્ર ભુ | કી – |
| રે રે | ગમ પ | મ ગ | મ રે | સા રે | સા – |
| નિ ર | ખ નિ | ર ખ | સુ ધ | બુ ધ | સ બ |
| પ઼ પ઼ | સા સા | રે રે | સા સા | રે રે | ગ ગ |
| ત ન | કી – | ભુ ઊ | ઊ ઊ | લ ગ | ઈ – |
| ગ મ | પ – | મ ગ | મ રે | સા રે | સા – |

R. 1, 2.

| × | | | | | |
|---|---|---|---|---|---|
| મો – | ર પ | ખા – | મુ ર | લી – | બ ન |
| પ – | સાં સાં | સાં – | સાં ની | ધ – | સાં રેં |
| મા આ | લા આ | સો ઓ | હે ચ | ત્રુ ર | ભુ જ |
| સાં ની | ધ પ | ગં મં | પં ગં | મં રેં | સાં સાં |
| કા આઆ | ક હું | અ પ | ને એ | મ ન | કી – |
| પ સાંની | સાં ની | ધ પ | મ ગ | મ રે | સા – |

R. 1, 2.

ઊપલાં ગાયનમાં કામોદ રાગમાં નટ રાગનું અંગ " રે ગ મ પ, મ ગ, મ રે, સા " મિશ્ર થયલું સહેલાઇથી જણાશે. તેમજ કામોદ રાગનું અંગ " ગ મ પ, ગ મ રે સા " પણ સ્પષ્ટ દેખાશે.

## ગૌડ સારંગ—ત્રિતાલ.

| + | - | ० | - |
|---|---|---|---|
| | :ભ જ મ ન | રા આ મ ના | - મ સુ ખ |
| | :ગ મ ધ પ | ગ મ રે સા | - રે સા સા |
| દા આ ઈ ઈ: | - - - - | ધ રી ધ રી | પ લ પ લ |
| ગ રે મ ગ: | - - - - | સા સા મ ગ | પ પ પ પ |
| અ વ ધ બી | ત ત સ બ | growing | છે એ એ એ પ સ |
| મં પ ધ ની | મં પ મ ગ | મ ગ પ - | ધની સાંની ધ પ |
| તા આ ઈ ઈ | ભ જ મ ન | રા આ મ ના | - મ સુ ખ |
| મ પ મ ગ | ગ મ ધ પ | ગ મ રે સા | - રે સા સા |
| | | × | |
| દા આ ઈ ઈ | - - - - | લા - ઈ બં | - ધ સ બ |
| ગ રે મ ગ | - - - - | મ - ગ પ | - પ સાં ધ |
| કુ ડુ મ ક | બી ઈ લા - | દે - ખ ત | જી યા લ લ |
| સાં સાં સાં સાં | સાં રે સાં - | સાં - ધ ધ | સાં સાં સાં સાં |
| ચા આ આ અ | આ - ઈ ઈ | અં - ત સ | મે - કો ઈ |
| સાં રેં સાં સાં | ધ - ની પ | સા - મ ગ | પ - પ પ |
| કા આ મ ન | આ આ વ ત | ચ અ ત્ર ક | હે એ એ એ સ મ |
| મં પ ધ ની | મં પ મ ગ | મ ગ પ પ | ધની સાંની ધ પ |
| જા આ ઈ ઈ | મે રો મ ન | રા આ મ ના | - મ સુ ખ |
| મ પ મ ગ | ગ મ ધ પ | ગ મ રે સા | - રે સા સા |

## હમિર—ધીમો ત્રિતાલ ( વિલંબિત લય. )

| + | – | o | – |
|---|---|---|---|
| | | સ બ મી લ | ગુ રૂ કો ઓ |
| | | સાં સાં ની સાં | ધ ની મં પ |
| ધ રી યે એ | ધ્યાન – – – | સ બ મી લ | ગુ રૂ કો એ |
| પ પ ગ મ | ધ – – – | સાં સાં ની સાં | ધ ની મં પ |
| ધ રી યે એ | ધ્યાઆ આઆ આઆ આન | સુ ન સી ઈ | ખ ર પ ર |
| પ પ ગ મ | ધની સાંરે સાંની સાં | ગ ગ મ રે | ગ ધ મં પ |
| આ આ પ બી | રા આ જે – | ગે – બી ઊ | ડે – ની ઇ |
| ગ મ રે સા | સા રે સા – | પ – પ પ | પ – ગ મ |
| શાન – – – | આઆ આઆ આઆ આઆન | સ બ મી લ | ગુ રૂ કો ઓ |
| ધ – – – | ધની સાંની ધપ મંપ | સાં સાં ની સાં | ધ ની મં પ |
| | | × | |
| ધ રી યે એ | ધ્યાઆ આઆ આઆ આન | પુ – – વૈ | પુ – ણ્યે – |
| પ પ ગ મ | ધની સાંરે સાંની સાં | પ – – સાં | સાં – સાં – |
| ન ર ત ન | પા આ યે એ | અ વ સ ર | મ – ત સુ |
| સાં રે ગં રે | સાં ની ધ પ | ધ ધ ની ની | સાં – રે રે |
| જા – આ – | આ આ આન – | ગુ રૂ – બ | તા – વે એ |
| ની – સાં – | ધ ની પ – | પ પ – પ | પ – ગ મ |
| શાન – – – | આઆ આઆ આઆ આઆન | સ બ મી લ | ગુ રૂ કો ઓ |
| ધ – – – | ધની સાંની ધપ મંપ | સાં સાં ની સાં | ધ ની મં પ |

R. 2.

## શ્યામ—ત્રિતાલ.

\+     -     ०     -

| : નીંઈ દન આઆ વત | પિયા બીન દેએ ખે,
| : ગમ પધ મંપ ગમ | પગ મરે નીસા રે,

આ આ લી - | મ એ કા - : | કએ - સે - | પ રે અ બ
ની સા સા - | રે ની સા - : | મં - પ - | મં પ ધ પ

ચએ - એ - | એ - ન અ | નીંઈ દન આઆ વત | પિયા બીન દેએ ખે,
ધ - મં - | પ - મ ગ | ગમ પધ મંપ ગમ | પગ મરે નીસા રે,

×

આ આ લી - | મ એ કા - | : ધ રી પ લ | છી ન મો હે
ની સા સા - | રે ની સા - | : પ પ સાં સાં | સાં સાં રેં સાં

જુ ગ સી ઈ | લા - ગ ત : | મ ગ જો - | વ ત ર હે
સાં સાં રેં સાં | ધ - પ પ : | મં મં પ - | મં પ ધ પ

નએ - એ - | એ - ન અ | નીંઈ દન આઆ વત | પિય બીન દેએ ખે,
ધ - મં - | પ - મ ગ | ગમ પધ મંપ ગમ | પગ મરે નીસા રે,

R. 2, 3.

---

યમન થાટ સમાપ્ત

# હિંદુસ્થાની સંગીત વિદ્યા

# ભાગ ૨ જો.

આ ભાગમાં બિલાવલ તથા ખમાજ થાટોનાં રાગોનું વિગતવાર વર્ણન, આલાપ, સ્વરૂપો તથા ગાયનો આપવામાં આવ્યાં છે. એ રાગો નીચે મુજબ છેઃ—

## શંકરાભરણ અથવા બિલાવલ થાટ

( ૧ ) શંકરાભરણ ( ૨ ) શુદ્ધ બિલાવલ ( ૩ ) અલૈયા ( ૪ ) ઔડવ બિલાવલ ( ૫ ) શુક્લ બિલાવલ ( ૬ ) શુધ્ધ નટ ( ૭ ) નટ બિલાવલ ( ૮ ) દેવગીરી ( ૯ ) યમની ( ૧૦ ) સરપરદા ( ૧૧ ) લચ્છા શાખ ( ૧૨ ) કુકુભ ( ૧૩ ) બિહાગ ( ૧૪ ) પટ બિહાગ ( ૧૫ ) બિહાગડા ( ૧૬ ) સાવની [illegible] ( ૧૭ ) શંકરા ( ૧૮ ) દેશકાર ( ૧૯ ) પહાડી ( ૨૦ ) પહાડી ઝિંઝોટી ( ૨૧ ) માંડ ( ૨૨ ) હેમ કલ્યાણ ( ૨૩ ) સાવની કલ્યાણ ( ૨૪ ) હંસધ્વની ( ૨૫ ) શુદ્ધ મલ્હાર ( ૨૬ ) ગૌડ મલ્હાર ( ૨૭ ) કામોદ મલ્હાર ( ૨૮ ) નટ મલ્હાર તથા ( ૨૯ ) જલધર કેદાર.

## ઝિંઝોટી અથવા ખમાજ થાટ

( ૧ ) ઝિંઝોટી ( ૨ ) ખમાજ ( ૩ ) તેલંગ ( ૪ ) ખંબાવતી ( ૫ ) રાગેશ્વરી ( ૬ ) દુર્ગા ( ૭ ) સોરઠ ( ૮ ) દેશ ( ૯ ) તિલક કામોદ ( ૧૦ ) બિહારી ( ૧૧ ) જયજયવંતી ( ૧૨ ) ગારા ( ૧૩ ) જંગલો ( ૧૪ ) સોરઠ મલ્હાર ( ૧૫ ) દેશ મલ્હાર તથા ( ૧૬ ) જયાવંતી મલ્હાર.

આ બીજા પુસ્તકની પણ ખપ પુરતીજ નકલો છપાઇ રૂ. ૨ ની કીંમતે બહાર પડશે, જેનો પ્રથમ લાભ આગળથી નામ નોંધાવનારાઓનેજ આપવામાં આવશે.

ફીરોઝ ફ્રામજી
કર્તા.

૧૧, મેન સ્ટ્રીટ, કેંપ, પુના.